ગુજરાતી પ્રકાશન ૩૨ :



પ્રથમ આવૃત્તિ ડિસેમ્બર ૧૯૪૫

અંગ્રેજીમાં મૂળ લેખક :

ફ્રાન્ક વેકલામ

અનુવાદક :

શિરીષ પરીખ

# શાહીવાદ અને જનતા

## પ્રસ્તાવના

●

## મૂડીવાદ શું છે?

**આ**જે આપણે મૂડીવાદના નામે ઓળખાતી સમાજરચનામાં રહીએ છીએ અને કામ કરીએ છીએ. પણ આજનો મૂડીવાદ સો વર્ષ પહેલાંના મૂડીવાદ કરતાં પોતાના આંતર્ગત સ્વરૂપમાં અત્યંત જુદો પડે છે. આ પુસ્તિકામાં આપણે મૂડીવાદનું સ્વરૂપ આ સો વર્ષ દરમ્યાન કઇ રીતે પલટાયું છે તે તપાસીશું; તથા મજદૂર વર્ગ અને સમાજના બીજા વર્ગો પર આ પલટાયેલા સ્વરૂપના શા પ્રત્યાઘાતો થયા છે તેનો પણ પરિચય સાધીશું. પણ તે પહેલાં, સો વર્ષ પહેલાંના ને આજના મૂડીવાદની જે મૂળભૂત વિશેષતાઓ છે તે ટૂંકમાં જોઈ લઇએઃ

૧: મૂડીવાદી સમાજરચનામાં કારખાનાં, યંત્રો, રેલ્વે જેવાં ઉત્પાદનનાં સાધન પર સમાજનો એક તદ્દન નાનો, દસ ટકા કરતાં પણ નાનો વર્ગ આધિપત્ય ધરાવે છે. આ વર્ગને આપણે મૂડીવાદી વર્ગ તરીકે ઓળખીએ છીએ.

૨: સમાજનો ઘણો મોટો એટલે કે નેવું ટકા જેટલો વર્ગ આવાં ઉત્પાદનનાં સાધનોની મલિકીથી વંચિત છે. તેમને માટે જીવન ટકાવી રાખવાનો માત્ર એક જ રસ્તો છે—અને તે મૂડીવાદીઓને પોતાની શ્રમશક્તિ (LABOUR POWER) વેચવાનો.

૩: જે વસ્તુઓ કારખાનામાં પેદા થાય છે તેના પર એ ખુદ પેદા કરનાર મજૂરોનો કશો જ હક્ક નથી હોતો. તે તો ઉત્પાદનનાં સાધનો પર માલિકી ધરાવનાર મૂડીવાદી વર્ગના કબજામાં જ રહે છે. મૂડીવાદી માત્ર પોતાની કે તેના પોતાના કારખાનામાં કામ કરતા મજૂરોની જરૂરિયાતો સંતોષવા માટે માલ પેદા કરાવતો નથીઃ તેનો ઉદ્દેશ તો છે નફો મેળવવાનો.

૪: પરિણામે લોકોને શાની જરૂર છે એ નક્કી કરીને કઈ જાતનો અને કેટલા પ્રમાણમાં માલ ઉત્પન્ન કરવો જોઇએ તેવી યોજના કરીને મૂડીવાદી માલિક માલ પેદા કરતો નથી પણ મૂડીવાદીઓની જુદી જુદી ટોળીઓને અમુક માલમાંથી કેટલો નફો થશે એ ગણતરી પર જ તમામ માલનું ઉત્પાદન નક્કી થાય છે.

મૂડીવાદની આ ચાર મૂળભૂત વિશેષતાઓ છે. આના કરતાં પણ વધારે ટૂંકાણમાં માત્ર બે જ વાકયોમાં આ વિશેષતાઓ વર્ણવી શકાય: **મૂડીવાદી સમાજરચનામાં ઉત્પાદનનો ઉદ્દેશ સમાજની જરૂરિયાત પૂરી કરવાનો નહિ, પણ મૂડીવાદીઓનો નફો વધારવાનો હોય છે.** પરિણામે, સમાજના બે વર્ગો પડી જાય છે: એક-પોતાની શારીરિક કે માનસિક મહેનત વેચીને જીવતો વર્ગ; અને બીજો-ઉત્પાદનનાં સાધનોની માલિકીમાંથી જ વગર પરસેવો રોટયે જીવતો વર્ગ.

મજૂરોના મોટા ભાગને આ સત્ય સમજવું મુશ્કેલ નહિ પડે. તેમને માટે તો તેમનો કારખાનાંનો રોજીંદો અનુભવ જ આ વિધાનનું સત્ય સમજવા માટે પૂરતો છે. મૂડીવાદની આ મુળભૂત વિશેષતાઓ આજે ય કાયમ છે; પરંતુ, આજના મૂડીવાદમાં અનેક નવી વિશેષતાઓ ય વિકાસ પામી છે. **સો વર્ષથી વિકાસ પામતો મૂડીવાદ આજે શાહીવાદના સ્વરૂપમાં પલટાઈ ચૂકયો છે.** આ પુસ્તકમાં આપણે મૂડીવાદના આ વિકાસનો અભ્યાસ કરીશું.



# ૧.

# મૂડીવાદનો વિકાસ કઈ રીતે થયો?

માર્કસ લખે છે કે, તેણે "મૂડી" (CAPITAL) નામક જે મહાન ગ્રંથ લખ્યો છે તેનો ઉદ્દેશ, "મૂડીવાદી સમાજરચનાની ગતિનો નિયમ" સમજાવવાનો હતો. પણ ગતિનો અર્થ પલટો છે; અને જો આપણે આને દુનિયામાં જે કાંઇ બની રહ્યું છે તે સમજવા માગતા હોઇએ તો આપણે છેલ્લાં સો વર્ષ દરમ્યાન મૂડીવાદ કઈ રીતે વિકસતો ગયો છે અને શા માટે વિકસતો ગયો છે એ જાણવું જરૂરી છે.

સો વર્ષ પહેલાં નહોતી એવી ચાર બહુ મહત્વની વિશિષ્ટતાઓ આજનો મૂડીવાદ ધરાવે છે. પહેલી વિશિષ્ટતા, સંસ્થાનોમાં અને સામ્રાજ્યના વિસ્તારમાં નવેસરથી જાગૃત થતો શોષકોનો સ્વાર્થ; બીજી: મુકત વ્યાપારની જગ્યાએ રક્ષિત વ્યાપારની પ્રથા; ત્રીજી વિશેષતા: ઇજારા પદ્ધતિ દ્વારા ઉદ્યોગો પર પ્રભુત્વ; અને ચોથી: શરાફી મૂડી (FINANCE CAPITAL)નો વિકાસ. આ ચારે વિશિષ્ટતાઓનો આપણે એક પછી એક અભ્યાસ કરીએ; અને જોઇએ કે એ ચારે વચ્ચે કેવા પ્રકારનો સંબંધ છે.

# સંસ્થાનો અને સામ્રાજ્ય વિસ્તાર

દુનિયાના લોકો આજે બ્રિટિશ સામ્રાજ્યના અસ્તિત્વથી ટેવાઈ ગયા છે. તેઓ માને છે કે એ તો સેંકડો વર્ષ પહેલાંની કમાણી છે. પણ હકીકત એ છે કે સંસ્થાનો (કેનેડા, ન્યુઝીલેન્ડ, ઓસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા વગેરે) અને હિંદ બાદ કરતાં મોટા ભાગનું સામ્રાજ્ય માત્ર છેલ્લાં ૭૦ વર્ષમાં જ પેદા થયું છે. સો વર્ષ પહેલાં સંસ્થાનો અને સામ્રાજ્ય પ્રત્યેનું ઔદ્યોગિક મૂડીવાદી વર્ગનું દ્રષ્ટિબિંદુ આજે છે તેના કરતાં તદ્દન જુદું જ હતું. તેઓ સંસ્થાનોને અડચણરૂપ, બ્રિટન માથે બોજારૂપ ગણાતા હતા. એ વખતના તેમના એક આગેવાન જેમ્સ મિલે સંસ્થાનોને "ઉચ્ચ વર્ગનાં માણસો માટે મેદાની રમતો માટેના વિશાળ વિસ્તારો" તરીકે વર્ણવ્યાં છે. જ્યારે તેના પુત્ર અને પ્રખ્યાત અર્થશાસ્ત્રી જોન સ્ટુઅર્ટ મિલે લખ્યું છે કે "ઇંગ્લાંડને તેનાં સંસ્થાનો અને સામ્રાજ્યથી પ્રતિષ્ઠા મળવા ઉપરાંત બીજો કશો લાભ થયો નથી. અને આ જે કંઈ લાભ મળે છે તે તેની પાછળ કરવા પડતા ખર્ચના હિસાબમાં છેકજ નજીવો છે." એ વખતનો ટોરી નેતા ડિઝરાએલી આથી પણ આગળ જઇને વિના સંકોચ કહે છે કે "સંસ્થાનો તો આપણી ડોકની આજુબાજુ ઘંટીનાં પડ સમાન છે." (અલબત્ત; તેનો આ અભિપ્રાય ૧૮૫૨નો છે. પાછળથી તેણે પોતાનો અભિપ્રાય બદલ્યો હતો).

પશ્ચિમ આફ્રિકી સંસ્થાનોમાંથી બ્રિટનને ખસી જવું જોઇએ એવો અભિપ્રાય ૧૮૬૫માં એક શાહી કમીશને રજૂ કર્યો હતો. આવો જ વિચાર જમૈકા અને વેસ્ટ ઈન્ડિઝના ટાપુઓ વિષે પણ કરવામાં આવ્યો હતો. **પરંતુ માત્ર થોડાં વર્ષમાં જ સંસ્થાનો પ્રત્યેનું આ દ્રષ્ટિબિંદુ તદ્દન પલટાઈ ગયું અને સામ્રાજ્યો માટે દોડાદોડ શરૂ થઇ.** ૧૮૭૫ થી ૧૯૦૦ નાં ૨૫ વરસો દરમિયાન પચાસ લાખ ચોરસ માઇલનો પ્રદેશ બ્રિટિશ સામ્રાજ્ય સાથે જોડી દેવામાં આવ્યો. બ્રિટનના કરતાં આ ચાર ગણા વિશાળ પ્રદેશમાં લગભગ ૯ કરોડ લોકો વસતા હતા. બીજાં યુરોપીય રાજ્યો પણ આ શરતમાં પાછળ રહ્યા નહોતાં. ૧૮૮૪ થી ૧૯૦૦ સુધીમાં, ચાર કરોડની વસ્તીવાળો ૩૫ લાખ ચો. મા.નો પ્રદેશ ફ્રાંસે પોતાના સામ્રાજ્યમાં જોડી દીધો હતો; ૧ કરોડ ને ૭૦ લાખની વસ્તીવાળો દસ લાખ ચો. મા નો પ્રદેશ જર્મનીએ પડાવી લીધો; અને ત્રણ કરોડની વસ્તીવાળા લગભગ એક લાખ ચો. મા. પર બેલ્જીયમે પોતાનું સામ્રાજ્ય વિસ્તાર્યું. આ બધાં સામ્રાજ્યો મેળવવામાં લાંચરૂશ્વત અને છેતરપિંડીનો તો આશરો લેવામાં આવ્યો જ હતો; પણ સૌથી વધારે આધાર તો, લગભગ નિઃશસ્ત્ર દેશીઓ સામે જંગી શસ્ત્રસજ્જ સેનાઓના ઉપયોગ પર જ રાખવામાં

આવ્યો હતો. આ બધા વિજયોને પરિણામે લગભગ આખો વિશાળ આફ્રિકા ખંડ ટુકડાઓમાં વિભક્ત થઈ ગયો. ૧૮૭૫ સુધી આફ્રિકાનો માત્ર દસમો ભાગ જ ગુલામ બન્યો હતો. પણ ૧૯ મી સદીના અંત સુધીમાં તો આફ્રિકાનો માત્ર દસમા ભાગનો પ્રદેશ જ યુરોપનાં મૂડીવાદી રાષ્ટ્રોની એડી હેઠળ આવતાં બચ્યો હતો. ૧૯૧૪ ની સાલ સુધીમાં માત્ર એબીસિનિયા અને લીબેરિયા એ બે દેશો જ પોતાની આઝાદી જાળવી રાખી શક્યા હતા.

આફ્રિકામાં બ્રિટિશ શાહીવાદનો ઝંડો રોપવાનું મુખ્ય માન સેસિલ રોડઝને ફાળે જાય છે. આજે આફ્રિકામાં તેનું નામ ધરાવતો દેશ–દક્ષિણ રોડેશયા છે. આ દક્ષિણ રોડેશિયા પચાવી પાડવા તેણે જે કુટિલ પદ્ધતિ અખત્યાર કરી હતી તે સ્પષ્ટપણે આ દેશનો ઇતિહાસ કહી જાય છે. આ પ્રદેશ માતાબેલ નામની ટોળીનો પ્રદેશ હતો. ૧૮૮૮ ની સાલમાં તેના રાજાને એક હજાર રાઈફલ, એક સ્ટીમ બોટ અને પેન્શનની ભેટ ધરવામાં આવી અને તેના બદલામાં આ પ્રદેશની સર્વ ખનિજો પર રોડઝને ઈજારો આપવામાં આવ્યો છે એવા મતલબના એક કાગળ પર તેનો સહી સિક્કો લઈ લેવામાં આવ્યો. આવી છૂટ આપવાનો રાજાને કોઇ હક્ક નહોતો; કારણ કે જમીન એ તો આખી માતાબેલ ટોળીની સાર્વજનિક માલિકીની હતી. રાજાના સલાહકારોએ આખરે આ કરારોને ના કબૂલવા રાજાને ફરજ પાડી. આમ છતાં પણ બ્રિટિશ સરકારે આ છૂટને માન્ય રાખી અને તેના જોર પર રોડઝની બ્રિટિશ દક્ષિણ આફ્રિકા કંપનીને શાહીપટ્ટો (CHARTER) આપવામાં આવ્યો. રોડઝને કમનશીબે, સોનાની ખાણો આ પ્રદેશમાં છે એવું જે અનુમાન હતું તે ખોટું ઠર્યું; અને તેની કંપનીને નાદારીમાં જવું પડે એવી પરિસ્થિતિ લાગવા માંડી.

આમાંથી રસ્તો કાઢવા, કંપનીના અને રાજાના માણસો વચ્ચે ઝગડો ચાલે છે એવા બહાના હેઠળ રોડઝે લશ્કરી મદદથી આખા પ્રદેશ પર પોતાનો કબજો જમાવી દીધો. તેનાં માણસો પાસે મશીનગનો હતી જ્યારે રાજાનાં માણસો પાસે માત્ર થોડી રાઇફલો જ હતી એટલે આ અસમાન લડાઈ લાંબો વખત ચાલી નહિ. રાજા પોતે પણ નાસી છૂટયો અને એક મહિનામાં મૃત્યુ પામ્યો. તેના ઘણા માણસો માર્યા ગયા અને આખરમાં તેના રાજ્યને વહેંચી લેવામાં આવ્યું. હવે, બ્રિટિશ દક્ષિણ આફ્રિકા કંપનીના એક પોંડ ના શેરનો ભાવ નવ પોંડ થઇ ગયો; કારણ કે, સોનું ન ધરાવતી ખાણોને ખોદવાના હક્કને બદલે હવે તો તેને આ પ્રદેશનો સારો યે કબજો મળી ચૂકયો હતો. પોતાનાં સાંસ્થાનિક વિજયમાં જર્મનો, બેલ્જીયનો અને ફ્રેંચોએ પણ આવા જ પ્રકારની નીતિરીતિ અખત્યાર કરી હતી. શરૂઆતમાં તો આ બધા સંતોષાઇ શકે એટલો પ્રદેશ પડયો હતો; પરંતુ જેમ જેમ આફ્રિકાનો વધારે ને વધારે પ્રદેશ એક યા બીજું યુરોપી રાજ્ય પચાવી પાડતું ગયું તેમ તેમ તેમની વચ્ચેની હરીફાઇ પણ કાતિલ બનતી

ગઇ. ૧૮૯૬ માં આ હરીફાઈના અનિવાર્ય પરિણામ રૂપ ફાશોદાનો બનાવ બની ગયો. આ બનાવની વિગત એવી છે કે, ઉત્તરમાં મિસરથી માંડીને દક્ષિણમાં ગૂડ હોપની ભૂશીર સુધીના આખા વિસ્તારમાં બ્રિટિશ લોકોને સંસ્થાનોની એક હારમાળા મળતી હતી; રોડ્ઝ આ હારમાળાને 'કેપથી કેરો'નો રસ્તો કહેતો હતો. આ જ અરસામાં ફ્રેંચ લોકોને પણ સાંસ્થાનોની એક આવી જ હારમાળા આફ્રિકાના પશ્ચિમથી પૂર્વ કિનારા સુધી મળતી હતી. આ બંને હારમાળા સુદાનમાં ભટકાઇ પડી. બ્રિટિશ અને ફ્રેંચ બંનેએ સુદાનનો કબજો લેવા પોત પોતાનાં સૈન્યો મોકલ્યાં. આ બંને સૈન્યો ફાશોદા નામની જગ્યાએ સામ સામાં આવીને ઊભાં. એક બે અઠવાડિયાં સુધી તો, વિગ્રહ ફાટી નિકળશે એમ નક્કી મનાતું હતું; પરંતુ પોતે ઘણી નાની સંખ્યામાં હોવાથી આખરે ફ્રેંચ સૈન્યે નમતું મૂક્યું.

દુનિયાના બીજા ભાગોમાં પણ સંસ્થાનો પરના આવા વિજય ચાલુ જ હતા. આ યુદ્ધમાં જપાનીઓએ કબજે લીધા પછી પ્રખ્યાત બનેલા ને ઇન્ડોનેશિયાને નામે ઓળખાતા સીંગાપુરથી ઓસ્ટ્રેલીઆ સુધી વિસ્તરતા ટાપુઓની હારમાળા તેમજ એશિયાના નાના મોટા અનેક પ્રદેશો એક યા બીજા યુરોપી રાજ્યે પોતાને કબજે કર્યા હતા. હકીકતે ૧૯૦૦ સુધીમાં આખી દુનિયા અગ્રગણ્ય મૂડીવાદી દેશો વચ્ચે વહેંચાઇ ગઈ હતી. ચીન જેવા સ્વતંત્ર દેશમાં પણ તેમણે પોત પોતાનાં લાગવગનાં ક્ષેત્રો નક્કી કરી રાખ્યાં હતાં; આમ ચીનની સરકાર પણ માત્ર નામની જ સ્વતંત્ર હતી.

**પરિસ્થિતિ એવી ઉત્પન્ન થઈ હતી કે જેમાં, વધારે પ્રદેશો મેળવવા ઇચ્છતો કોઈ પણ મૂડીવાદી દેશ, બીજાં રાજ્યો જેમને "પોતાના પ્રદેશો" ગણતા હોય તેવા પ્રદેશો પર હુમલો કરીને જ આગળ જઈ શકે. આનો અર્થ એ કે હવે, સામ્રાજ્ય વિસ્તાર માટે વિગ્રહ અનિવાર્ય બની ચૂક્યો હતો.**

## મુક્ત વ્યાપારમાંથી રક્ષિતવ્યાપારની ઉત્ક્રાંતિ

સંસ્થાનો માટે જ્યારે આ દોડાદોડ ચાલુ હતી ત્યારે યુરોપીય રાષ્ટ્રોના આંતર્ગત રાજકારણમાં એક આવો જ બીજો મહત્વનો ફેરફાર થઈ રહ્યો હતો. ૧૮૪૦ અને ૧૮૫૦ ના દાયકાઓમાં એકે એક દેશ મુક્તવ્યાપાર પાછળ ગાંડો હતો. આ જ નીતિની રૂએ આ વર્ષો દરમ્યાન આયાત પરની તમામ જકાતો દૂર કરવામાં આવી હતી. ૧૮૬૦ ની સાલમાં બ્રિટને ફ્રાંસ સાથે 'મુક્ત વ્યાપાર'ની સંધી કરી. ૧૮૭૦ પછી આ વલણ બદલાવી શરૂ થઇ અને 'જકાત સુધારા'નું નવું આંદોલન શરૂ થયું. ૧૯૦૦ માં આ આંદોલનની સરદારી છત્રીધારી નેવીલ ચેમ્બરલેનના પિતા જોસેફ ચેમ્બરલેને લીધી. તેનો ઉદ્દેશ પરદેશી માલ પર

જકાત નાખી સંસ્થાનો સાથેનો વેપાર વધારવાનો હતો.

સમજવા જેવી વાત એ છે કે ૧૮૫૦ માં જે લોકો મુક્ત વ્યાપારની બાંગ પુકારતા હતા. તેમને જ મન સંસ્થાનો આડખીલીરૂપ હતાં; જ્યારે, ૧૮૮૦ માં જે લોકોએ જકાત સુધારા આંદોલનની સરદારી લીધી હતી તેઓ શાહીવાદી સામ્રાજ્ય વિસ્તારના ચુસ્ત હિમાયતીઓ હતા. આનું શું કારણ ?

૧૮૪૦ માં આયાતજકાત નાબુદ કરવાની અને અંગ્રેજી જમીનદારોનાં આર્થિક હિતો ખાતર, આયાત થતા અનાજ પર જકાત નાખી તેને મોંઘા બનાવતા 'અનાજધારા' (CORN LAW) ને દૂર કરવાની ઝુંબેશની સરદારી બે મિલ માલિકો રીચાર્ડ કોબ્ડન અને જ્હોન બ્રાઈટે લીધી હતી. એ વર્ષોમાં કાપડ ઉત્પાદન એ બ્રિટનનો સૌથી મહત્વનો ઉદ્યોગ હતો. સૌથી પહેલાં તો મજૂરોના પગાર નીચા રાખી શકાય એ માટે મિલમાલિકો, આયાત કરેલું સસ્તું અનાજ માગતા હતા. બીજું એ દિવસોમાં ઇંગ્લાંડ 'દુનિયાનું કારખાનું' હતું; એટલે જેમ વધારે દેશો મુક્ત વ્યાપારની પદ્ધતિ સ્વીકારે તેમ ઇંગ્લાંડના માલ માટે વધારે બજારો ખુલ્લાં થાય. ત્રીજું, લેંકેશાયરના માલ માટેનાં મુખ્ય બજારો, હિંદ બાદ કરતાં, યુરોપના દેશોમાં હતાં. આજ કારણો સર એ સમયમાં બ્રિટિશ મૂડીવાદીઓ મુક્ત વ્યાપારને પસંદ કરતા હતા; અને સંસ્થાનોને ભારરૂપ ગણતા હતા.

પરંતુ, તેમનો આ અભિપ્રાય પાછળથી બદલાયો; આનું મોટામાં મોટું કારણ તો એ હતું કે ૧૮૭૦ પછીયે ઇંગ્લાંડ 'દુનિયાનું કારખાનું' તો જરૂર હતું; પરંતુ, હવે તે દુનિયાનું એક માત્ર કારખાનું રહ્યું નહોતું. બીજા દેશો—ખાસ કરીને જર્મની, ફ્રાંસ, બેલ્જીયમ અને અમેરિકાએ પણ હવે પોત પોતાના ઉદ્યોગો ખીલવવા માંડયા હતા. વધારામાં આયાત થતા માલ પર અને ખાસ કરીને બ્રિટિશ માલ પર તેમણે ભારે જકાતો લાદી હતી. પોતાના નવા ઉભા થતા ઉદ્યોગો ઇંગ્લાંડના જામી ગયેલા ઉદ્યોગો સાથે હરીફાઇમાં ટક્કર ઝીલી શકે એ હેતુથી જ તેઓએ આ જકાતી નવી નીતિ અખત્યાર કરી હતી. યુરોપમાં જૂની બજારો આમ બંધ થવાને કારણે જ બ્રિટિશ મૂડીવાદીઓને નવી બજારો શોધવા ચારે બાજુ નજર દોડાવવી પડી.

વાહન વ્યવહાર અને તાર-ટપાલનાં સાધનોમાં જે મહાન ક્રાંતિ થતી જતી હતી તેને લઇને બ્રિટિશ લોકોને દૂર દૂરના પ્રદેશો તરફ નજર દોડાવવામ સફળતા મળી. સ્ટીમરોની શોધને કારણે દૂર પરદેશ કોલસો કે લોખંડ જેવો વજનદાર અને મોટા કદનો માલ મોકલવો અને ઘઉં તથા બીજો કાચો માલ મોટા જથ્થામાં પરદેશથી આયાત કરવો શકય બન્યો. જૂનાં શઢવાળાં વહાણો તો રૂ કે ઉનનો બનેલો હળવો માલ જ લઈ જઈ શકતાં. વધારામાં ૧૮૬૦ માં સુએઝ નહેર ખુલ્લી મુકાવાથી હિંદ, ચીન અને દૂર પૂર્વમાં પહોંચવું ઘણું સુગમ થઇ ગયું.

આજ અરસામાં લોખંડના ઉદ્યોગની સુરત પણ નવી નવી શોધોને પરિણામે પલટાઈ રહી હતી. ૧૮૫૬ માં બેસેમેરે પોલાદ બનાવવાની એક નવી પદ્ધતિ શોધી કાઢી. આ શોધથી એંજીને, વહાણો અને રેલના પાટાઓ માટે લોખંડને બદલે પોલાદ વાપરવું શક્ય બન્યું. આ અને તેની પછીની આવી જ બીજી શોધોને પરિણામે લોખંડ અને પોલાદને ઉદ્યોગ કૂદકે અને ભૂસકે આગળ વધવા લાગ્યો; અને કાપડના ઉદ્યોગ કરતાંય તેનું મહત્વ વધી ગયું. બ્રિટનના મુખ્ય ઔદ્યોગિક કેંદ્ર તરીકે માંચેસ્ટરની જગ્યા બર્મિંગહામ લેવા મંડ્યું.

૧૮૪૦ થી ૧૮૭૦ નાં વર્ષો દરમ્યાન, પહેલાં ઇગ્લાંડમાં અને પછી યુરોપમાં રેલ્વે બાંધવાનો પવન ઉપડયો હતો. આને અંગે લોખંડના ઉદ્યોગપતિઓને લાખોનો તડાકો પડયો. ૧૮૭૦ પછી આ પવન ધીમે ધીમે ઓછો થવા લાગ્યો. ઉપરાંત, જર્મની અને ફ્રાંસના લોખંડના ઉદ્યોગપતિઓ એમ માનવા લાગ્યા કે યુરોપની રેલ્વેને લગતી તમામ જરૂરિયાતો પૂરી કરવાનો હવે માત્ર તેમને જ હક્ક છે. આ હકીકત પણ બ્રિટનના લોખંડના ઉદ્યોગપતિઓ પાસે નવી બજારોની શોધ કરાવવામાં કારણભૂત હતી. પરિણામે, સંસ્થાનો 'સારાં અને જરૂરી' બની ગયાં; 'મુક્ત વ્યાપાર' 'ખરાબ અને બીનજરૂરી' બની ગયો.

જકાતમાં સુધારાની માંગ ઉઠાવનારાઓના પ્રથમ પ્રયત્નો 'શાહી પસંદગી' મેળવવા તરફ ગતિમાન થયા હતા. એટલે કે, બ્રિટનથી આવતા માલ કરતાં બીજા પરદેશથી આવતા માલ પર સંસ્થાનો અને ડોમિનિયનો વધુમાં વધુ જકાત લગાવે; અને એ રીતે બ્રિટનના માલને પહેલી પસંદગી આપે એ તેમની માગણી હતી. સંસ્થાનો આ યોજનામાં જોડાવા માટે લલચાય એ માટે તેઓએ એવે પ્રસ્તાવ રજુ કર્યો કે ખુદ બ્રિટને પણ મુકત વ્યાપારને તિલાંજલી આપવી જોઈએ; અને સંસ્થાનોમાંથી આવતા માલ કરતાં પરદેશથી બ્રિટનમાં આયાત થતા માલ પર વધારે જકાત નાખવી જોઇએ; કે જેથી, બ્રિટનના જેવા જ લાભ અને પસંદગી ડોમિનિયનોને પણ મળે. ૧૮૯૭ માં કેનેડાએ બ્રિટિશ માલને પસંદગી આપી અને બીજાં ડોમિનિયને તરત તેને અનુસર્યાં. આમ છતાં, બ્રિટને ૧૯૨૯ની વિશ્વવ્યાપી આર્થિક મંદી પછી ૧૯૩૨ માં 'ઓટાવા કરાર' થયા ત્યાંસુધી મુકત વ્યાપારને આખરી તિલાંજલી આપી નહિ. ૧૯૩૨ માં ઓટાવા પરિષદમાં બ્રિટિશ સરકારે ડોમિનિયને સાથે કરાર કર્યો; અને, ખોરાક સહિત પરદેશથી આયાત થતા તમામ માલ પર ભારે જકાત નાખવાનું અને ડોમિનિયનોમાંથી આવતા માલ પર માત્ર નામની જ જકાત નાખવાનું કબૂલ્યું. આના બદલામાં ડોમિનિયને બ્રિટનના માલને પસંદગી આપવાનું ચાલુ રાખવા કબૂલ થયાં. આમ, એક કાંકરે ત્રણ પક્ષી મરાયાં. બ્રિટનના મૂડીવાદીઓને સંસ્થાનોની બજારોમાં પોતાના પરદેશી હરીફોની જ સામે રક્ષણ મળ્યું; બ્રિટનના મોટા ખેડૂતો અને જમીનદારોને, આર્જેન્ટિનાના માંસ અને અમેરિકાના ઘઉં જેવા સસ્તા

ખોરાકની સામે રક્ષણ મળ્યું; અને ડોમિનિયનોને બ્રિટનના બજારમાં પોતાના માલ માટે ખાસ પસંદગી મળી.

આમ, મુક્ત વ્યાપારનું મૃત્યુ થયું. મુક્ત વ્યાપાર કે જેને એક સૈકા પહેલાં બ્રિટનના ઔદ્યોગિક સોદાગરો દુનિયા સમક્ષ સફળતાના એક માત્ર ઈલાજ તરીકે રજુ કરતા હતા એનું દફન થયું! **બ્રિટિશ માલને પરદેશી બજારોમાં ઘુસાડવાનો ઉદ્દેશ મુક્ત વ્યાપાર દ્વારા સિદ્ધ થઈ ચૂકયો હતો. હવે તો ઉલટો તે બીજા પરદેશી માલ માટે બ્રિટનની બજારો ખુલ્લી કરતો હતો. બ્રિટનના મૂડીવાદીઓનો નફો વધારવાને બદલે હવે આ મુક્ત વ્યાપાર તેમનો નફો ઘટાડતો હતો. એટલે, હવે તેની ઉપયોગીતા પૂરી થઈ હતી પરિણામે તેને દફનાવી દેવામાં આવ્યો.** બીજા દેશોના મૂંડીપતિઓએ તો વર્ષો પહેલાં એને વિદાય આપીજ હતી! આપણે આગળ જોયું તેમ ૧૮૬૦ ના દાયકામાં સારીયે મૂડીવાદી દુનિયાએ મુક્ત વ્યાપારના સિદ્ધાંતનો સ્વીકાર કર્યો હતો. પરંતુ, ૧૮૭૦ ની સાલથી એક પછી એક દેશે બ્રિટિશ માલથી પોતાના ઉદ્યોગો રક્ષવા માટે જકાતી દિવાલો ઉભી કરવી શરૂ કરી દીધી હતી. અને ૧૯૦૦ સુધીમાં તો બ્રિટન સિવાયના તમામ અગ્રગણ્ય મૂડીવાદી દેશોએ જકાતી રક્ષણનો સિદ્ધાંત સ્વીકારી લીધો હતો.

## મુક્ત હરીફાઈમાંથી એકહથ્થુ ઇજારા ભણી

**ના**ના ઉત્પાદકોની માલિકી નીચે ચાલતા 'ખાનગી ઉદ્યોગ ધંધા'ના ફાયદાની જે લોકો વાત કરે છે તેઓ આપણી સામે એક ગુલાબી ચિત્ર પેશ કરે છે. તેઓ જણાવે છે કે, આને કારણે આ નાના ઉત્પાદકોમાં આપસ આપસમાં હરીફાઇ જાગે છે; ને પરિણામે તેઓ વધારેમાં વધારે સારો માલ પેદા કરવા અને તેને બને તેટલો સસ્તો વેચવા પ્રેરાય છે. કહેવાય છે કે, આ રીતે તેઓ વ્યાજબી કરતાં વધારે નફો ખાતાં અટકે છે અને સારો છતાં સસ્તો માલ બનાવી શકવાની આવડત જેમનામાં નથી તેઓને ઉદ્યોગોમાંથી ખસી જવું પડે છે! આમ, આપણને કહેવામાં આવે છે કે, 'ખાનગી ઉદ્યોગો'ને કારણે લોકો સુંદર માલ સસ્તા દરે મેળવી શકે છે! આજથી સો વરસ પહેલાં કદાચ આ પરિકથા માની શકાઇ હોત; અને તે પણ, કામદારો પર આની શી અસર થાય એ ખ્યાલમાં ન લઇએ તો જ. કામના લાંબા કલાકો, ઓછી રોજી, બાળમજુરી અને ઔદ્યોગિક ક્રાંતિની તમામ બુરાઇઓને ન ભૂલી જઇએ તો જ આવી વાત કદાચ માની શકાત. એ જમાનામાં સામાન્ય રીતે, કારખાનાનો માલેક એક વ્યકિત હતી; કોઇ કંપની નહોતી. મોટે ભાગે પોતાના કારખાનામાં તે પચાસ કે તેથી ઓછા માણસોને રોજીએ રાખતો. કાપડ જેવા અતિ મહત્ત્વના ઉદ્યોગોમાં પણ ૨૦૦

માણસોને કામે રાખતી મિલ ઘણી મોટી ગણાતી. આવાં નાનાં નાનાં અનેક કારખાનાં હતાં; અને એ બધાં એક બીજા સાથે તન તોડીને હરીફાઇ કરતાં. તેમના નફાનો મુખ્ય આધાર, પોતાના માલની કિંમત ઉંચી રાખવા પર નહિ, પણ મજૂરોની રોજી નીચી રાખવા પર જ હતો. આથી તેઓ મજૂરીના દર નીચા રાખવા હંમેશ પ્રયત્ન કરતા.

પણ આજે આ પરિસ્થિતિ તદ્દન પલટાઈ ગઈ છે. આજનો માલેક હવે નાનો મૂડીવાદી રહ્યો નથી. આજે તો લાખો અને કરોડોની પૂંજી ધરાવતી જોઈન્ટ સ્ટૉક કંપનીઓ માલિક બની છે. આજના તમામ આગળ વધેલા મોટા ઉદ્યોગો પર આવી મુઠ્ઠીભર રાક્ષસી કંપનીઓનો કાબુ છે. આ કંપનીઓ એકઠી મળી પોતાનું એક મંડળ—વ્યાપાર મંડળ રચે છે; અને એક બીજા સાથે હરીફાઈ ન કરવાના અને ભાવ ન ઘટાડવાના કરારો કરે છે. દુનિયાનાં તમામ બજારો એ પોતપોતાની વચ્ચે વહેંચી લે છે અને બધાનાં ખીસ્સાં ઠીક પ્રમાણમાં તર થાય એ રીતેજ ભાવો નક્કી કરે છે. તેમને 'ઈજારદારો' કહેવામાં આવે છે. ભાવ પોતે ઠરાવેલ ઉંચા ધોરણે જ રહે એ માટે આ ઇજારદારો પોતાના ઉત્પાદનને ઘટાડવાનું પણ કબુલ રાખે છે; અને બીજી કોઈ નવી કંપની ઉદ્યોગમાં પ્રવેશી ઓછી કિંમતે માલ વેચી 'બજાર ભાંગવાનો' પ્રયત્ન કરે તો તેની સામે સંયુકત મોરચો માંડવાનું નક્કી કરે છે. એ ખરૂં છે કે, નાના માલેકો ઘણી મોટી સંખ્યામાં હજુ અસ્તિત્વ ધરાવે છે; પરંતુ મોટા ભાગના ઉદ્યોગોમાં તો તેઓ ઈજારદારોની દયા પર જ જીવતા હોય છે.

આજની પરિસ્થિતિનું આ ખરેખરૂં બયાન છે એ '**ટાઈમ્સ**' જેવું રૂઢીચૂસ્ત અખબાર પણ કબુલ રાખે છે. ૨૯-૧૧-૪૧ ના અંકમાં બ્રિટિશ ઉદ્યોગોમા ઉભા થતા ઈજારાઓ વિષે લખતાં એ કહે છે : "બ્રિટનના આજના ઉદ્યોગો ખાનગી માલિકીના છે, એ વાત સાચી છે પણ તેમના પર કાબુ તો એકહથ્થુ જ છે. કોઇને કોઇ સ્વરૂપે ભાવ નક્કી કરનારી વ્યવસ્થાઓ-બજારો વહેંચી લેવાના કરારો, વ્યાપાર-વર્તુળો, કાર્ટેલ, ટ્રસ્ટ, કમ્બાઇન અને સાદા સીધા ઈજારાઓના રૂપમાં, આજે બ્રિટનના ઉદ્યોગો પર એકહથ્થુ વેપારી પદ્ધતિનું જ સામ્રાજ્ય છે એ વાત ઘણા ઓછા લોકો સમજે છે. માલની કિંમત જુદા જુદા ઉત્પાદકો વચ્ચેની હરીફાઇ પરથી નક્કી થતી હોય અને નવો દાખલ થનાર લગભગ સમાનતાને ધોરણે દાખલ થઇ શકતો હોય એવા ધંધા તો શોધવા યે મુશ્કેલ થઈ પડયા છે. દુનિયાના બજારભાવ કરતાં બ્રિટનમાં બજારભાવ ઘણા ઉદ્યોગોમાં હંમેશાં ઉંચા રહે છે. ઉદ્યોગોમાં નવો નવો પ્રવેશ કરનારને દૂર કરવાના યા તો પોતાની ટેકનિકલ કાર્યદક્ષતા વધારી હરીફાઇ કરનારને દબાવી દેવાના કેટલાયે દાખલાઓ મોજુદ છે."

આ પદ્ધતિને ઉદારમતવાદી મૂડીવાદી અઠવાડિક '**ઇકોનોમિસ્ટે**' આર્થિક

સામંતશાહી'નું નામ આપ્યું છે; જેમાં, મુઠીભર લોકો પોતાની વચ્ચે અંદરો-અંદર મોટા ભાગના ઉદ્યોગો વહેંચી લે છે; અને જેમનો મુખ્ય ઉદ્દેશ 'મર્યાદિત ઉત્પાદન કરી વધુમાં વધુ નફો મેળવવાનો હોય છે.' મુક્ત હરીફાઇને સ્થાને ઇજારા પધ્ધતિ કેવી રીતે આવી એ વાત પોલાદ અને લોખંડના ઉદ્યોગોમાં સ્પષ્ટપણે જોઇ શકાય છે. બીજા વિશ્વયુધ્ધ પહેલાં આ ઉદ્યોગ પર બ્રિટનના લોખંડ અને પોલાદ સંઘનો સંપૂર્ણ કાબુ હતો. તમામ અગ્રગણ્ય કંપનીઓ આ સંઘની સભ્ય હતી. ૧૯૩૬ની સાલમાં સસ્તું પોલાદ પેદા કરવા માટે જેરો મુકામે પોલાદનું એક નવું કારખાનું ઉભું કરવાની યોજના શાહી ટેકા સહિત રજુ કરવામાં આવી. આ યોજનાથી, સસ્તું પોલાદ પૂરું પાડવા ઉપરાંત, વહાણો બાંધનારાં કારખાનાં બંધ થવાને અંગે બેકાર બનેલા જેરોના ૭૦ ટકા મજુરોને રોટી અપાવવી શકય બની હતી. પરંતુ, જૂના યંત્રો વડે કારખાનાં ચલાવતી બીજી કંપનીઓને પોતાના કરતાં સસ્તું પોલાદ ઉત્પન્ન કરતી કંપની ઉભી થાય એ વિચાર બહુ પસંદ પડયો નહિ. એટલે 'સંઘે' આ આખીયે યોજના ફૂંકી મારી.

કોલસાના ઉદ્યોગમાં પણ હરીફાઈનું તત્વ લગભગ નીકળી ગયું છે. ૧૯૩૦ "કોલસાની ખાણના કાયદા" ની રૂએ કોલસાની ખાણોના માલિકોની બનેલી એક મધ્યસ્થ સમિતિ નીમવામાં આવી. આ સમિતિએ દરેક પ્રકારના કોલસાની વધુમાં વધુ કિંમત આંકી દીધી અને પ્રત્યેક ખાણે દર વરસે કેટલો કોલસો ખોદવો તેનો 'કોટા' પણ નક્કી કરી આપ્યો. પોતાના કોટા કરતાં વધારે કોલસો ખોદવાનો કોઈ ખાણને હકક નહોતો-સિવાય કે કોઇ બીજી ખાણનો કોટા તે પોતાના માટે મેળવે. પરિણામ એ આવ્યું કે નાની ખાણોના માલિકોને દબાવી દેવા મોટી ખાણોના માલિકો શક્તિમાન થયા. તેમણે નાની ખાણોના કોટા પોતાને માટે ખરીદી લીધા.

રસાયણોના ઉદ્યોગોમાં તો ઈજારા પદ્ધતિ ટોચે પહોંચી ચૂકી છે. ૭॥ કરોડ પોંડની મિલ્કત ધરાવતી માત્ર એક જ રાક્ષસી કંપની—ઈમ્પિરિયલ કેમિકલ ઇન્ડસ્ટ્રિઝ લિમિટેડ આ સારાયે ઉદ્યોગ પર વર્ચસ્વ ધરાવે છે. સીમેન્ટના ઉદ્યોગમાં પણ એસોશિયેટેડ પોર્ટલેંડ સીમેન્ટ કંપની પોતાની શાખાઓ અને મદદકર્તા કંપનીઓ વડે સીમેન્ટના ૮૦ ટકા ઉત્પાદન પર કાબુ ધરાવે છે.

તમાકુનો ઉદ્યોગ ઇમ્પિરિયલ ટોબેકો કંપનીના હાથમાં છે. પાંચ કરોડ પૌંડની મૂડી ધરાવતી આ કંપની પ્લેયર્સ, વિલ્સ, ઓગ્ડેન વગેરે મોટા ભાગની પ્રખ્યાત સીગારેટ અને તમાકુ બનાવે છે. થોડા વર્ષ પહેલાં જ ૫૦ લાખ પૌંડની મૂડી ધરાવતી તેની મોટામાં મોટી હરીફ કંપની-કારેરાઝ સાથે તેણે અંદરો અંદર હરીફાઇ ન કરવાના કરારો કર્યા.

બ્રિટન અને સામ્રાજ્યના સાબુ અને માર્ગારીનના મોટા ભાગના ઉદ્યોગો પર કાબુ ધરાવતી ૭ કરોડ પૌંડની મૂડીથી સ્થાપાયેલી લીવર બ્રધર્સ અને

યુનિલીવર લી.એ દુનિયાની ઇજારદારી સંસ્થાઓમાં સૌથી વધુ મોટામાં મોટી ઈજારદારી સંસ્થા છે. વિશ્વયુધ્ધ શરૂ થયું ત્યાં સુધી તે પોતાની ડચ શાખા લીવર બ્રધર્સ અને યુનિલીવર લી. ના સાથમાં યુરોપ અને દુનિયાના બીજા ભાગના સાબુ અને માર્ગારિનનાં ઉદ્યોગ પર વર્ચસ્વ ધરાવતી હતી. સનલાઇટ, પીઅર્સ, લાઇફબોય, ગિબ્ઝ, ઈસીલ્મા, વીનોલિયા, લક્ષ, વિમ, સીલવાન વગેરે મોટા ભાગના પ્રખ્યાત સાબુઓ આ કંપનીની બનાવટના છે. હોમ અને કોલોનીઅલ સ્ટોર્સ, પીઅર્કસ, મીડો ડેરી, મેપોલ, લીપ્ટન્સ અને મેક ફીશરીઝ જેવા સ્ટોર્સ પણ તે ધરાવે છે; અને એંગસ-વોટસન જેવી ડબાઓ બનાવતી કંપનીઓ પણ તેની જ માલિકીની છે.

સહુ જાણે છે તેમ બ્રિટનનો રેલ્વે ઉદ્યોગ ચાર મુખ્ય મોટી રેલ્વેઓનાં હાથમાં છે. તેવી જ રીતે તમામ બેંકો પણ 'મોટી પાંચ' બેંકોને હસ્તક છે-આ 'પાંચ'માં બેંક ઓફ ઇંગ્લાંડ—'બેંકરોની પણ બેંક' ગણાય છે.

આવા તો અનેક દાખલાઓ, બ્રિટનના બીજા ઉદ્યોગોમાંથી પણ આપી શકાય તેમ છે. એટલે, મૂડીવાદમાં મુક્ત હરીફાઇ નહિ પણ ઇજારા પધ્ધતિ એ જ ગુરૂચાવી છે એ બતાવવા માટે આટલા દાખલાઓ પૂરતા છે.

## શરાફી મૂડીનો વિકાસ

મુક્ત હરીફાઇમાંથી ઇજારા પધ્ધતિનો આ પલટો શી રીતે આવ્યો? 'કેપિટલ'ના પહેલા ભાગમાં માર્કસે, મૂડીવાદી સંચયથી મૂડી એક જગ્યાએ શી રીતે એકઠી થતી જાય છે એ બતાવ્યું છે. મૂડીવાદી પોતાના નફાનો અમૂક ભાગ દર વરસે પોતાના ધંધામાં રોકે છે. પરિણામે વધારે ને વધારે મૂડી તેના હાથ નીચે આવતી જાય છે. પોતાનું કારખાનું અને યંત્રો સાબદાં રાખવા માટે તેને ન છૂટકે આમ કરવું પડે છે. કારણ, નવાં નવાં યંત્રોનો ઉપયોગ જો એ પોતાના ઉત્પાદનમાં ન કરી શકે તો બીજા હરીફોની સરખામણીમાં તે ઉત્પાદનમાં પાછો પડે અને આખરે તેને પોતાનો ધંધો બંધ કરવો પડે. આ રીતે અનેક નાના મૂડીદારો હરીફાઈમાં પીસાઇ ગયા અને મૂડી થોડા ને થોડા હાથમાં જમા થતી ગઈ.

જ્યારે માર્કસે પોતાનું પુસ્તક 'કેપિટલ' લખ્યું ત્યારે મુક્ત હરીફાઇનો મધ્યાન્હ તપતો હતો. આમ છતાં, મૂડીવાદની પ્રક્રિયાની માર્કસની સમજણ એટલી ઊંડી હતી કે, તેના સમકાલીન મૂડીવાદી અર્થશાસ્ત્રીઓ જે વસ્તુ સમજવા તદ્દન નિષ્ફળ નીવડયા હતા તે તેણે સ્પષ્ટ રીતે જણાવ્યું. માર્કસે બતાવ્યું કે મુક્ત હરીફાઇ મૂડીના આ એકત્રીકરણ અને કેન્દ્રીકરણ દ્વારા અનિવાર્ય પણે નાના પાયા પરના ઉત્પાદનને સ્થાને મોટા પાયા પરના ઉત્પાદનને જગા કરી આપે છે.

અને એ રીતે ઈજારા પદ્ધતિનો અનુકૂળ પાયો નાખે છે. આ રીતે, **મુક્ત હરીફાઈ અનિવાર્ય રીતે પોતાના નાશના રાહ પર જઈ રહી હતી અને તેની જગ્યાએ તેની વિરોધી ઈજારાપદ્ધતિ આકાર લઈ રહી હતી.**

૧૮૫૦ થી ૧૮૯૦ ના દસકામાં થયેલ લોખંડ અને પોલાદના ઉદ્યોગના વિકાસે મોટા પાયા પરના ઉત્પાદનના આ વિકાસને વેગ આપ્યો. આપણે આગળ જોયું છે તેમ એ જમાનામાં કાપડ ઉદ્યોગ નાના પાયા પરના ઉત્પાદનના સિધ્ધાંત પર કામ કરતો હતો; ને એ જમાનામાં પોતાની માલિકીની કાપડ મિલ શરૂ કરવા કે ધરાવવા મોટી મૂડીની જરૂર પણ પડતી નહોતી. છોટા મિલમાલેક અને નાના મિલમાલેક વચ્ચેનો ફેર માત્ર એટલો જ હતો કે, મોટા મિલમાલેકના હાથ નીચે વધુ શાળ ચાલતી તે વધુ મિલો ધરાવતો. પણ તેની શાળ નાના મિલમાલેક કરતાં વધારે મોટી કે ઉચ્ચ કક્ષાની નહોતી. એટલે, તેનું ઉત્પાદન ખર્ચ તેના નાના હરીફ કરતાં ખાસ ઓછું આવતું નહિ. પરંતુ, લોખંડ અને પોલાદના ઉદ્યોગમાં બેસેમર અને સીમેન્સની શોધોને પરિણામે એક નવી જ પરિસ્થિતિ ઉભી થઈ. આ શોધોને કારણે, પોલાદનો ઉદ્યોગ કાં તો મોટા પાયા પર ચલાવવો પડે યા તો તેને બંધ જ કરી દેવો પડે એવી સ્થિતિ આવી. આ શોધોને લીધે ઉભી થનારી નવી ભઠ્ઠીઓ પાછળ મોટી મૂડી રોકવાની જરૂર ઉભી થઇ. અને આ રીતે ઉત્પન્ન થતો માલ પણ પહેલાં કરતાં વધારે સુંદર અને વધારે સસ્તો થયો. બીજા શબ્દોમાં કહીએ તો, મોટા મૂડીદારને પોતાના મોટા પાયા પરના ઉત્પાદનમાં કરકસરનું મોટું શસ્ત્ર મળ્યું; તેનું ઉત્પાદન-ખર્ચ ઘટ્યું; પરિણામે, પોતાના નાના હરીફો કરતાં સસ્તો માલ વેચી ઉત્પાદનના ક્ષેત્રમાંથી તેમને હાંકી કાઢવાનું તેને માટે શક્ય બન્યું. સાથો સાથ, સસ્તા અને ઉપયોગી પોલાદના ઉત્પાદનને લઇને મોટા અને નાનાં તમામ પ્રકારનાં યંત્રોનું ઉત્પાદન શક્ય બન્યું; અને આથી બીજા ઉદ્યોગોમાં પણ, મોટા પાયા પરના ઉત્પાદનના વિકાસને મદદ મળી.

પણ આ મોટા પાયા પરનું ઉત્પાદન મૂડીવાદીઓ માટે નિર્ભેળ આશીર્વાદ રૂપ જ ન નીવડ્યું; તેમને માટે તો એમાંથી અનેક કોયડાઓ પણ ઉત્પન્ન થતા હતા. હવે, તેમની સામેનો સૌથી મોટો કોયડો એ હતો કે, નવાં કારખાનાં શરૂ કરવા માટે એટલી મોટી મૂડીની જરૂર હતી કે, કોઇ એકાદ મૂંજીપતિ યા તે બે ચાર ભાગીદારો માટે એટલી મોટી મૂડી એકઠી કરવી શક્ય નહોતી. તરત જ મૂડીવાદીઓએ આને માટે રસ્તો શોધી કાઢ્યો; અને આ રસ્તો તે જોઇંટ સ્ટોક કંપનીઓ. આ કંપનીઓના નાના નાના અનેક સ્ટૉક હોલ્ડરો—અથવા તો સામાન્ય ભાષામાં કહેવાય છે તેમ શેર હોલ્ડરો, ગંજાવર મૂડી એકઠી કરવા એક બને છે. શરૂઆતમાં આવી કંપનીઓ નાદાર જાય તો કંપનીના તમામ દેવાં માટે વ્યક્તિગત શેર હોલ્ડરોને જવાબદાર ગણવામાં આવતા હતા. પણ ૧૮૫૫ અને

૧૮૬૨ ના ખાસ નવા "કંપની કાયદાઓ" પસાર થયા પછી પ્રત્યેક શેર હોલ્ડરની જવાબદારીની હદ બંધાઈ ગઈ અને પોતાના શેર જેટલા જ પૈસા ખોવાની તેને માથે જોખમદારી રહી.

આ રીતે, દેશને ખૂણે ખૂણે પથરાઇ પડેલા અને એકબીજાથી અજાણ્યા એવા સેંકડો ને હજારો લોકોને, સ્ટોક એકસચેંજ દ્વારા શેરો વેચી લાખોની મૂડ એકઠી કરવાનું સ્ટોક એકસચેંજ કંપનીઓ માટે શકય બન્યું. આને પરિણામે મૂડીના કેંદ્રીકરણને ખૂબ મોટો વેગ મળ્યો; અને વખત જતાં વ્યક્તિગત પૂંજીપતિ તથા કૌટુંબિક ભાગીદારોની જગ્યા જોઇંટ સ્ટોક કંપનીઓએ લેવા માંડી. આની બીજી અસર એ પણ થઇ કે ઔદ્યોગિક ક્ષેત્રમાં ઉદ્યોગપતિને બદલે શરાફની મહત્તા વધી; કારણ કે કંપનીના ડાયરેકટરો પસંદ કરવામાં ઉદ્યોગના તેમના જ્ઞાન કરતાં તેમના મૂડી વિષયક સંબંધો પ્રત્યે વધારે લક્ષ અપાવા લાગ્યું. અને આ પણ એટલા જ માટે કે, જરૂર પડયે સ્ટોક એકસચેંજ પર નવી મૂડી સહેલાઈથી ઉભી થઇ શકે; આમ, બધાં નહિ તો પણ કમમાં કમ મોટાં કારખાનાંનો કાબુ શરાફી મૂડીદારોના હાથમાં જવા લાગ્યો.

બ્રિટનમાં ઉદ્યોગ અને શરાફી મૂડીનો આ સંયોગ આજે કેટલો આગળ જઇ પહોંચ્યો છે એ ૧૯૩૭માં થયેલ એક સંશોધનના પરિણામ પરથી સ્પષ્ટ જોઈ શકાય છે. **એ વર્ષમાં મોટી પાંચ જોઇંટ સ્ટોક બેંકોના ૧૫૦ ડાયરેકટરો હતા; તેઓ બધા મળીને બીજી કંપનીઓમાં ૧૦૩૬ ડાયરેકટરોની જગ્યા સંભાળતા હતા.**

જર્મની અને અમેરિકામાં મોટી મોટી બેંકો ઉદ્યોગોને સીધી રીતે સ્થાયી મૂડી ધીરતી હતી; અને આમ ઉદ્યોગ અને મૂડીનો આ સંયોગ ખૂબ આગળ આવી ગયો હતો. હિટલરના આગમન પહેલાં ૧૯૩૨માં, જર્મનીમાં ત્રણ મુખ્ય બેંકો હતી. તપાસ કરતાં માલુમ પડયું હતું કે, **જર્મનીની ૨૬૦૦માંથી અગ્રગણ્ય ૧૫૦૦ કંપનીઓમાં આ બેંકોના પ્રતિનિધિઓ હતા.** અમેરિકામાં સ્ટાન્ડર્ડ ઓઇલ ટ્રસ્ટ ઉભું કરનાર રોકફેલર અને જે. પી. મોર્ગનનું બેંકીંગ હાઉસ સૌથી વધારે મહત્વનાં શરાફી મૂડી મંડળો છે.

**૧૯૩૨માં, બેંકો બાદ કરતાં મોટામાં મોટી ૨૦૦ કંપનીઓમાંથી ૪૧માં મોર્ગનના અને ૩૬માં રોકફેલરના પ્રતિનિધિઓ ડાયરેકટર તરીકે હતા.** એમ ગણવામાં આવે છે કે, **બેંકો સિવાયની અમેરિકાની કંપનીઓની તમામ દોલતના અર્ધા ભાગ જેટલી મૂડી માત્ર ૨૦૦ મોટી કંપનીઓના હાથમાં છે; અને આ અર્ધા ભાગમાં પણ મોર્ગન અને રોકફેલરની અસર નીચે કામ કરતી કંપનીઓનો હિસ્સો $\frac{1}{4}$ ભાગનો છે.**

બેંક મૂડી અને ઔદ્યોગિક મૂડીના આ સંયોગને શરાફી મૂડી કહે છે. તેનો વિકાસ અનિવાર્ય રીતે ઇજારાપદ્ધતિના વિકાસ સાથે સંકડાયેલો છે. ૧૮૦૦

અને ૧૮૭૦ વચ્ચેના સમયને આપણે વિશાળ દ્રષ્ટિએ મુકત વ્યાપાર, મુકત હરીફાઇ અને ઔદ્યોગિક મૂડીના યુગ તરીકે ઓળખી શકીએ. આ સમયમાં નાના મૂડીવાદીઓ પોતાની માલિકીનાં નાનાં કારખાનાં ચલાવતા હતા અને ઉત્પાદન કરતા હતા ૧૮૭૦ થી ૧૯૦૦ સુધીનો કાળ એ સંક્રાંતિ કાળ ગણી શકાય. આ વર્ષો દરમિયાન મુકત વ્યાપારની જગ્યા રક્ષિત વેપારે, મુકત હરીફાઈની જગ્યા ઈજારા પધ્ધતિએ અને ઔદ્યોગિક મૂડીની જગ્યા શરાફી મૂડીએ લીધી. આ આખી પ્રક્રિયાને લેનિને નીચેના શબ્દોમાં સંક્ષેપમાં વર્ણવી છે: 'ઉત્પાદનનું એકીકરણ, તેમાંથી જન્મતી ઈજારાપધ્ધતિ; બેંકો અને ઉદ્યોગોનું સંયોજન–શરાફી મૂડીનો આ ઇતિહાસ છે, અને શરાફી મડીનો આ જ અર્થ છે." *



# ૨.

# મૂડીવાદ શા માટે પલટાય છે?

મૂડીવાદમાં થયેલા જે મહાન ફેરફારો આપણે વર્ણવી રહ્યા હતા તે એક બીજા સાથે ગાઢ રીતે સંકડાયેલા છે. મુકત વ્યાપારને બદલે રક્ષિત વ્યાપારનો સ્વીકાર, ઇજારાપધ્ધતિનો વિકાસ અને શરાફી મૂડીનો ઉદ્ભવ આ બધી ઘટનાઓ મોટા પાયા પરના ઉત્પાદનના વિકાસ સાથે સંકડાયેલી છે; અને આ મોટા પાયા પરનું ઉત્પાદન, લોખંડ અને પોલાદના ઉદ્યોગના વિકાસને અંગે ઝડપી પ્રગતિ સાધી શક્યું છે. પરિણામે, મૂડીવાદીઓ સામે એ જરૂરિયાત ઉભી થઈ કે, તેઓ દિનબદિન વધનાર પોતાના ઉત્પાદન માટે નવાં નવાં બજારો શોધી કાઢે; સ્વાભાવિક રીતે જ, આથી વધુને વધુ સંસ્થાનો હાથ કરવાની લાલસા જાગૃત થઇ.

## સમસ્યાનું સ્વરૂપ

આમ એ સ્પષ્ટ થાય છે કે, આ બધા ફેરફારોનો આધાર ઉત્પાદનનાં સાધનોના વિકાસ પર છે. પરંતુ, તૈયાર માલ મોટા જથ્થામાં પેદા કરવાની ઉદ્યોગોની શકિતનો ઝડપી વિકાસ થાય તેથી કરીને આવા બધા પલટાઓ શી રીતે શકય બને છે? પોત પોતાના દેશમાં કામદારોના જીવનધોરણને

* 'સામ્રાજયવાદ'–પ્રકરણ ૩ જું: લે: લેનિન.

ઉંચું લાવવા માટે ઉત્પાદનની વધતી જતી શક્તિઓ વાપરવાને બદલે પરદેશી બજારોની ખોજ શા માટે જરૂરી બને છે ?

આ પ્રશ્નો સમજવાં માટે એક મૂડીવાદીના દૃષ્ટિબિંદુથી આપણે વિચાર કરીએ. નાના પાયા પરના ઉત્પાદનની જગ્યા મોટા પાયા પરના ઉત્પાદને કેવી રીતે લીધી એ આપણે જોયું. આ ફેરફારથી નવા ઉદ્યોગો શરૂ કરવા માટે એકઠી કરવી પડતી જંગી મૂડીનો પ્રશ્ન શી રીતે ઉત્પન્ન થયો અને શરાફી મૂડીના વિકાસથી આ પ્રશ્ન કેવી રીતે ઉકેલાઇ ગયો એ પણ આપણે જોઇ ગયા. પરંતુ મૂડીવાદીઓ સમક્ષ માત્ર આ એક જ પ્રશ્ન ઉપસ્થિત થયો નહોતો–નવા નવા ઉભા થતા પ્રશ્નોમાં કદાચ આ બહુ મહત્વનો પણ નહોતો મોટા પાયા પરના ઉત્પાદનને અંગે સ્વાભાવિક રીતે જ માલનો નિશ્ચિત જથ્થો ઉત્પન્ન કરવા માટે ઓછા મજુરો અને વધારે યંત્રોની આવશ્યકતા હતી. આનો અર્થ એ થયો કે, મૂડીના રોકાણના પ્રમાણમાં નફાનું પ્રમાણ ઘટતું હતું. આને અંગે મૂડીવાદીઓની દશા ત્રિશંકુ જેવી થઇ. મૂડીવાદીઓ સામે હવે એ સવાલ આવીને ઉભો રહ્યો કે, રોજબરોજ વધતા જતા પોતાના ઉત્પાદનને કેવી રીતે વેચવાથી તેઓ પોતાની મૂડી પરના નફાનો દર ચાલુ રાખી શકે. મજૂરો પાસે ખરીદવાના પૈસા હોય તો જ આ મૂડીદારો ઘરની બજારમાં પોતાનો માલ વેચી શકે. પણ આ માટે તો મજૂરોને વધારે ઉંચી રોજી આપવી પડે ને આમ કરવા જતાં ઉત્પાદન ખર્ચ વધી જાય અને અંતે, તેમનો નફો ઘટી જાય. બીજો રસ્તો નફો જાળવી રાખવાનો અને કામદારોની મજૂરી ઘટાડવાનો હતો. આ ઉકેલના માર્ગમાં પણ થોડી મુશ્કેલીઓ હતી. સૌથી પ્રથમ તો મજૂરીના દર આ વખતમાં પણ તળિયે બેઠેલા હતા. ૧૭૯૦ અને ૧૮૩૦ વચ્ચે, રોજી લગભગ પાંચમા ભાગ જેટલી ઘટી ગઇ હતી. પરિણામે મજૂરો માટે પોતાનાં કુટુંબનો નિર્વાહ કરવાનું અને એ રીતે મજૂરોનો ઝરો સુકાઇ જતો અટકાવવાનું ય મુશ્કેલ બની ગયું હતું. બીજી વાત એ હતી કે ૧૮૩૦ પછીથી મજૂરો ઠીકઠીક સંગઠિત થયા હતા. અને કામદાર સંઘો સ્થાપીને મજૂરીનો દર થોડોક પણ ઉંચો લઇ જવાને તથા કામ કરવાના કલાક ઘટાડવાને શક્તિમાન થયા હતા. ત્રીજું, મજૂરીના દર ઘટાડવાથી પણ કોયડાનો ઉકેલ તો આવતો જ નહોતો; કારણ કે તેમ કરતાં મજૂરોની કમાણી ઘટતી હતી. અને સાથો સાથ તેમની ખરીદ શક્તિ તૂટતી હતી.

આમ એ સ્પષ્ટ થઇ ચૂક્યું હતું કે, ઘરની બજારમાં આ કોયડાનો કોઈ ઉકેલ જ નહોતો. આપણે આગળ જોયું તેમ બરાબર આ વખતમાં જ યુરોપ અને અમેરિકામાં કારખાનાં ઝપાટાબંધ વિકસતાં જતાં હતાં. આ રીતે બ્રિટિશ મૂડીવાદીઓને જ્યારે સૌથી વધુ જરૂર હતી એવા સમયે જ, પરદેશી બજારોમાંની બ્રિટિશ ઈજારદારી ભાંગવા લાગી હતી.

માર્ક્સ કહે છે તેમ, **સમાજની વિકસતી જતી ઉત્પાદન શક્તિ અને**

જનતાની મર્યાદિત ખરીદ શકિત વચ્ચેનો આ સંઘર્ષ ૧૮૭૩ ની કટોકટીમાં સૌથી પ્રથમ દુનિયાની નજરે ચઢયો. તેની અસર ઉલ્કાપાત જેવી થઇ. ૧૮૪૭ થી ૧૮૭૨ સુધીમાં બ્રિટનની નિકાસ લગભગ ચાર ગણી ( ૫૯૦ લાખ પૌંડમાંથી ૨૫૬૦ લાખ પૌંડ ) થઇ ગઈ. ૧૮૭૨ થી ૧૮૭૯ સુધીમાં આ નિકાસ ચોથા ભાગ જેટલી ઘટી ગઈ. જો કે, પાછળથી ધીમે ધીમે એમાં વધારો થતો ગયો; છતાં છેક ૧૮૯૦ સુધી તો ૧૮૭૨ ની સાલના આંકડા સુધી પહોંચી શકી નહિ. નિકાસમાં અગાઉનો ઝડપી વિકાસ અને પાછળના બંધિયારપણા વચ્ચેનો આ વિરોધ બ્રિટિશ મૂડીવાદીઓ બહુ દુઃખપૂર્વક અનુભવી રહ્યા.

ઉપરના આંકડાઓ દર્શાવે છે તેના કરતાં પણ ખરી પરિસ્થિતિ તો ઘણી વધારે ખરાબ હતી; કારણ કે આ આંકડાઓ તો તેમના માલના બદલામાં મૂડીવાદીઓના હાથમાં આવતી કુલ રકમ જ દર્શાવે છે- વાસ્તવિક રીતે, તો, પોતાનો માલ વેચાય એ માટે પણ પૂંજીવાદીઓને પોતાના માલના ભાવ ખૂબ ઘટાડવા પડયા હતા. આ પરિસ્થિતિને લીધે, આ જ રકમમાં તેમને પહેલાં કરતાં પ્રમાણમાં ઘણો વધારે માલ વેંચવો પડતો હતો. ૧૮૭૫ અને ૧૮૮૦નાં વર્ષોમાં ખાણોનો નફો અર્ધો થઈ ગયો અને લોખંડનાં કારખાનાંને નફો તો ચોથા ભાગ કરતાં પણ ઘટી ગયો. એ નિઃશંક વાત હતી કે નફાનું પ્રમાણ ખૂબજ ઘટી ગયું હતું.

## મૂડીવાદી ઉકેલ

આવી સ્થિતિમાં વધારે નફો આપે અને જ્યાં પરદેશી હરીફોનું નામનિશાન પણ નહોય તેવાં બજારોની શોધમાં મૂડીવાદીઓ ચારે બાજુ નજર દોડાવવા લાગ્યા એ જરાયે આશ્ચર્યજનક નથી. પરંતુ લોખંડ અને પોલાદ તથા યાંત્રિક કારખાનાંના ઉદ્યોગપતિઓ એક વિશિષ્ટ પ્રકારની બજારની શોધમાં હતા. કાપડ ઉત્પાદકો પોતાનો તૈયાર માલ પરદેશી વેપારીઓને વેચી દેતા કે તરત તેમનું કામકાજ પતી જતું. પણ લોખંડ અને પોલાદના કામદારો અને યાંત્રિક ઉત્પાદકોને તો બજારો માટે રેલ્વે, પૂલ, બંદરો, ખાણ, પાવરસ્ટેશનો વગેરે બાંધવા માટે, કોન્ટ્રાકટ યા તો એવી છૂટછાટો મળે એના પર આધાર રાખવો પડતો; અને આ બધાં બાંધકામ પૂરાં થતાં તો મહિનાઓ ને વરસો પણ નીકળી જાય. આ રીતે, તેઓને ત્યાંના મૂડીવાદના વિકાસ પર આધાર રાખવાનો હતો; અને તેમનાં હિતો, પોતાની મૂડીનું નફાકારક રોકાણ થાય એ માટે મથતા શરાફો સાથે એક થઈ ગયાં હતાં. આ બંને વિભાગો સેસિલ રોડ્ઝ જેવા પૂંજીવાદી સાહસિકોની પ્રવૃત્તિઓમાં ખૂબ રસ લેતા હતા; કારણ, આ સાહસિકો સુધરેલી ભાષામાં કહેવાય છે તેમ, આફ્રિકા ખંડ 'ખુલ્લો કરી રહ્યા હતા' બ્રિટિશ મુડીવાદીઓના શોષણ

માટે વિશાળ નવા પ્રદેશો શોધી રહ્યા હતા. પણ ખરી અને એ રીતે; મુશ્કેલી અહીં જ આવી. આ નવા પ્રદેશોનું શોષણ બ્રિટિશ મૂડીવાદીઓ તો જ કરી શકે, જો તેમના પર બ્રિટનની રાજકીય હકુમત હોય. બ્રિટિશ શરાફોએ જ સેસીલ રોડ્ઝની બ્રિટિશ દક્ષિણ આફ્રિકા કંપનીને પૈસા ધીર્યા હતા; બ્રિટિશ દક્ષિણ આફ્રિકા કંપની તરફથી જ બ્રિટિશ એન્જીનિયરીંગ કંપનીઓને જરૂરી યંત્રકામ પૂરું પાડવાના અને રેલ્વેઓ બાંધવાનાં કોન્ટ્રાક્ટ મળ્યા હતા. બ્રિટિશ લોખંડ અને પોલાદનાં કારખાનાંઓએ જ જરૂરી પોલાદ પૂરું પાડ્યું હતું. આવી જ રીતે જર્મનીએ કબજે કરેલા પ્રદેશમાં જર્મન મૂડીવાદીઓને જ લાભ મળ્યો. શરાફો અને ઉદ્યોગપતિઓ બંને આ નવા શાહીવાદના સ્થંભ રૂપ થઇ પડયા; કારણ "વેપાર રાજકીય હકુમતને અનુસરે છે." આ બધાં વરસો દરમિયાન મૂડીવાદમાં થયેલ મોટા ફેરફારો કઈ રીતે થયા એટલું જ નહિ પણ શા માટે થયા એ આપણે હવે સમજી શકીએ છીએ. બ્રિટનની વિકસતી જતી ઉત્પાદન શકિતનાં બે પરિણામ આવ્યાં. પહેલું પરિણામ એ આવ્યું કે, મૂડી પર મળતા નફાના દરમાં સખત ઘટાડો થયો. બરાબર આ વખતે બહારના બીજા દેશોમાં પણ ઉત્પાદન શકિત વિકસવા લાગી હતી.પરિણામે, એ સમયમાં બ્રિટન 'દુનિયાનું કારખાનું' હોવાને કારણે બ્રિટિશ મૂડીવાદીઓને જે સવાઈ નફો મળતો હતો તેમાંયે પ્રદેશોનાં ઉત્પાદન બળો વિકાસ સાધવાને અને બ્રિટન સાથે હરીફાઇ કરવાને અંગે કાપ મૂકાયો. આ થયું બીજું પરિણામ. આવી સ્થિતિમાં, પોતાના વધારાના માલના વેચાણ અને મૂડીના રોકાણ માટે નવા પ્રદેશો તેઓ મેળવી શકે તો જ તેમનો ઉગાર હતો. આમ, ૧૯મી સદીના છેલ્લાં ૨૫ વર્ષોમાં એશિયા અને આફ્રિકામાં કબજે કરવામાં આવેલા નવા પ્રદેશો જ તેમનો એક માત્ર આધાર હતો. ચા, કોફી, કોકો અને રબરના ખેતરોમાં, કલઈ, તાંબુ અને સોનાની ખાણોમાં અને રસ્તા તથા રેલ્વેઓના બાંધકામમાં આ પ્રદેશોની વિશાળ પ્રજા બ્રિટિશ મૂડીવાદીઓના શોષણ માટે એક તૈયાર નવા ઔદ્યોગિક અનામત લશ્કરની ગરજ સારતી હતી. દેશી મજુરો મોટી સંખ્યામાં અને અસંગઠિત હતા; એટલે, મજુરી ખૂબ જ સસ્તી હતી. વળી ખેતરો અને ખાણોની પેદાશ ખૂબ જ કીંમતી હતી. આથી, નવા ગુલામ બનાવાયેલા પ્રદેશોમાં રોકેલી મૂડી પર, પોતાના દેશમાં રોકેલી મૂડી પર મળે એ કરતાં ઘણો વધારે નફો મળતો હતો. * આ નવી તકનો લાભ લેવામાં

*દાખલા તરીકે ઉત્તર રોડેશિયાની ખાણોમાંથી ખોદાએલા તાંબાની કિંમત ૧૯૩૭માં ૧૦ કરોડ ૨૦ લાખ પૌંડની હતી. આમાંથી ૫૫ લાખ, મુખ્યત્વે બ્રિટિશ શેર હોલ્ડરોને ડિવિડંડ કે રોયલ્ટી પેટે મળ્યા હતા. જ્યારે ખાણમાં મજૂરી કરતા ૧૭૦૦૦ આફ્રિકી મજૂરોને મજૂરી પેટે માત્ર ૨ લાખ ૪૪ હજાર પૌંડ મળ્યા હતા. આમ, કંપનીને ૨૦૦૦ ટકા કરતાં યે વધુ નફો મળ્યો !

મૂડીવાદીઓએ જરા યે ઢીલ ન કરી અને પરદેશોમાં રોકાયેલ મૂડીનો આંકડો ૧૮૭૨ માં ૬૦ કરોડ પૌંડ પર હતો ત્યાંથી ૧૯૦૨ માં ૨૫૦ કરોડ પૌંડ પર પહોંચી ગયો. ૧૯૧૪ સુધીમાં એ લગભગ ૪૦૦ કરોડ પૌંડ સુધી પહોંચી ગયો હતો. બ્રિટનની રેલ્વેઓ અને બીજા તમામ ઉદ્યોગોમાં એ વરસે રોકાએલી મૂડી કરતાં આ મૂડી ઘણી મોટી હતી. અલબત્ત, આ બધી મૂડી બ્રિટિશ સામ્રાજ્યમાં જ રોકવામાં નહોતી આવી. તેમાંનો થોડો ભાગ ચીન અને આર્જેન્ટીના જેવા દેશોમાં પણ ગયો હતો; કારણ, આ બંને દેશો નામના સ્વતંત્ર હોવા છતાં ખરી રીતે તો બ્રિટનની સંપૂર્ણ અસર નીચે જ હતા.

*

પોતાની 'સામ્રાજ્યવાદ' નામની કિતાબમાં લેનિને આ આખાયે વિકાસને નીચેના સ્પષ્ટ શબ્દોમાં વર્ણવ્યો છે:—

'બીજા કોઇ પણ દેશ કરતાં ઇંગ્લાંડે પહેલાં મૂડીવાદ સ્વીકાર્યો. ૧૯ મી સદીના મધ્ય ભાગમાં મુકત વ્યાપારનો સ્વીકાર કરી તે 'દુનિયાના કારખાના' તરીકે-તમામ દેશોને તૈયાર માલ પૂરો પાડનાર મહાન ઉત્પાદક દેશ તરીકે બહાર આવ્યો. તેના બદલામાં આ દેશો તેને પૂરતો કાચો માલ પૂરો પાડતા હતા. પરંતુ ૧૯ મી સદીની છેલ્લી પચીસીમાં આ ઈજારો કયારનો યે ભાંગવા માંડયો હતો. જકાતી દિવાલો પાછળ રક્ષણ શોધી બીજા દેશો પણ સ્વતંત્ર મૂડીવાદી દેશો બની ગયા હતા. વીસમી સદીની પરોઢે, આપણે એક નવી જ જાતની ઈજારા પદ્ધતિ ઉદ્ભવ પામતી જોઇએ છીએ. પહેલાં આ તમામ અગ્રગણ્ય મૂડીવાદી દેશોમાં ઉદ્યોગો પર ઈજારા ધરાવતાં મૂડીવાદી વર્તુલો અસ્તિત્વમાં આવે છે. બીજું, જ્યાં મૂડીનો સંચય રાક્ષસી પ્રમાણમાં થયો છે એવા થોડા ધનવાન દેશો, આખી દુનિયાના ઉદ્યોગોમાં લગભગ ઈજારદાર જેવું સ્થાન ધરાવતા બને છે. અગ્રગણ્ય દેશોમાં વધારાની મૂડી મોટા પ્રમાણમાં એકઠી થતી જાય છે.

આજે ઉદ્યોગો કરતાં ખેતી કયાં યે પછાત રહી ગઈ છે. મૂડીવાદે જો ખેતીનો વિકાસ સાધ્યો હોત; યાંત્રિક જ્ઞાનનો આશ્ચર્યજનક વિકાસ થવા છતાં, જે સામાન્ય જનતા ભૂખમરો અને ગરીબીમાં દરેક ઠેકાણે દળાઇ રહી છે તેનું જીવન ધોરણ ઉંચુ લાવી શકયો હોત તો એ નિર્વિવાદ છે કે, કોઈ પણ દેશમાં મૂડી આટલા મોટા પ્રમાણમાં જમા ન થઈ હોત અને તેને અંગેના કોઇ કોયડા ઉભા ન થયા હોત....પરંતુ મૂડીવાદ જો આ કાર્ય પાર પાડી શકે તો એ મૂડીવાદ જ ન રહે....જ્યાં સુધી આજના મૂડીવાદનું સ્વરૂપ બદલાયું નથી ત્યાં સુધી કોઈ પણ દેશમાં જનતાના જીવનધોરણને ઉંચું લાવવાના ઉદ્દેશથી વધારાની મૂડીનો કદી પણ ઉપયોગ થવાનો નથી. કારણ કે આમ કરવા જતાં તો મૂડીવાદીઓના નફામાં મોટો કાપ પડે. પછાત દેશોમાં

આ વધારાની મૂડીને રોકી, મૂડીવાદીઓ પોતાનો નફો વધારવાના જ પ્રયાસો હંમેશા કરે છે. આ પછાત પ્રદેશોમાં મૂડીની તંગી સદાય પ્રવર્તતી હોય છે; જમીનની કિંમત પ્રમાણમાં નજીવી હોય છે; મજુરી પણ સસ્તી હોય છે અને કાચો માલ સસ્તો હોય છે; પરિણામે આ પછાત દેશોમાં નફાનું ધોરણ હંમેશા ઉંચું રહે છે. પછાત પ્રદેશો આંતરરાષ્ટ્રીય મૂડીવાદના સંબંધમાં આવે છે–એટલે કે, ત્યાં મુખ્ય રેલ્વેઓ બંધાઇ હોય છે અથવા તો બંધાતી હોય છે. ઔદ્યોગિક વિકાસ માટેની પ્રાથમિક પરિસ્થિતિ ત્યાં ઉભી થઈ હોય છે ત્યારે જ ત્યાં મૂડી રોકવાની શકયતા ઉભી થાય છે. મૂડી પરદેશમાં રોકવાની જરૂરિયાત એટલા માટે ઉભી થાય છે કે, અમુક દેશોમાં મૂડીવાદ ઘણો આગળ વધી ગયો હોય છે; અને ખેતીનું પછાતપણું તથા જનતાની ગરીબ હાલતને લઈને મૂડીના રોકાણ પર નફો મળ્યા કરે એવી રીતે મૂડીને રોકવી શકય નથી." *

નફાના દરમાં થતા ઘટાડાએ, આ મૂડીવાદી દેશોમાં ઇજારાપધ્ધતિના વિકાસને વેગ આપ્યો; કારણ કે, આમ કરીને નાના મૂડીવાદીઓને માર્ગમાંથી દૂર કરી મોટા મૂડીવાદીઓને પોતાના નફા વધારવાની શકયતા જણાઈ. ઇજારા પદ્ધતિના વિકાસે ઘરની બજારમાં, મૂડીના રોકાણથી નફો થાય એવી તકો વધારે મર્યાદિત કરી દીધી. આથી સંસ્થાનોમાં મૂડી નિકાસ કરવાની પ્રવૃત્તિને જોર મળ્યું. વળી શાહીવાદી દેશોને મન 'સુવાંગ બજારો' તરીકે સંસ્થાનોની મહત્તા વધી ગઇ. એ તો સ્પષ્ટ છે કે જો બ્રિટિશ મૂડીવાદ અનેક નાના નાના બીજા મૂડીવાદીઓ સાથે તીવ્ર હરીફાઈમાં રોકાયેલો એવો નાનો મૂડીવાદ હોય તો પરદેશી હરીફોને દૂર કરવાથી તેને બહુ કંઈ ઝાઝો નફો નથી મળવાનો. પણ જો એ મોટો મૂડીવાદી હોય અને પોતાના ઘરના તમામ મુખ્ય હરીફો સાથે ભાવો નક્કી કરી લે અને બજારની બાબતમાં કરારો કરી નાખે તો જરૂર એને પરદેશમાંયે સારો નફો મળવાનો. પોતાના દેશમાં ઈજારો હોય તો સંસ્થાનોનાં થતા કોન્ટ્રાકટ અને ત્યાં નિકાસ કરવામાં આવતા માલ બંનેમાં ઉંચા ભાવ રાખી શકાય. બીજા શબ્દોમાં એનો અર્થ એ થયો કે, સંસ્થાનોમાં પણ ઈજારદારી નફો મળે ઉલટી વાત પણ સાચી છે. સંસ્થાનોમાં વધારાની મૂડી અને માલ બંને માટે બજારો મળી રહે છે એ કારણે, ખાસ કરીને જો પરદેશી હરીફાઇ પર ભારે ઉંચી જકાતો નાખી ઘરની બજારોમાં ઘરના ઉદ્યોગોને રક્ષણ મળતું હોય તો 'ઘર'નાં બજારોમાં પણ ઈજારાપધ્ધતિ ટકાવી રાખવી સહેલી બને છે.

---

* સામ્રાજ્યવાદ : પ્રકરણ ૪ થું

# ૩.

# મૂડીવાદનો અસમાન વિકાસ અને સામ્રાજ્યવાદી ઘર્ષણ

લેનિને શાહીવાદને 'મૂડીવાદનો ઈજારદારી તબક્કો' શા માટે કહ્યો એ હવે આપણે સમજી શકીએ છીએ; મોટા મૂડીવાદી દેશોમાં સામ્રાજ્યવાદનો આધાર ઈજારા પદ્ધતિનો વિકાસ અને શરાફી મૂડીદારી મંડળોનું વર્ચસ્વ છે. એટલે જ તેણે આ પ્રમાણે કહ્યું હતું. લેનિનના શબ્દોમાં કહીએ તો આ કારણે સર ઈજારદારો અને શરાફી મૂડીદારી મંડળો, "જે દુનિયા સંપૂર્ણ-પણે વહેંચાઇ ગયેલી છે તેનો એકહથ્થુ કબજો મેળવવાની સંસ્થાનિક નીતિ અખત્યાર કરે છે." નફાના દરમાં ઘટાડો થવાથી જે પરિસ્થિતિ પેદા થઇ તેનો ઉકેલ મૂડીવાદીઓએ ઘરની બજારોમાં ઈજારદારી નીતિ અખત્યાર કરીને અને સંસ્થાનો મેળવી તેનું શોષણ કરીને કર્યો.

થોડા સમય માટે આ ઉકેલ જરૂર સફળ થયો: સાથો સાથ થોડા સમય માટે મૂડીવાદોને અને ખાસ કરીને બ્રિટિશ મૂડીવાદને એ નવું જીવન યે જરૂર આપી શક્યો; પણ જૂના પ્રશ્નોનો ઉકેલ કરવા જતાં તેણે અનેક નવા પ્રશ્નો મૂડીવાદીઓ સમક્ષ ઊભા કર્યા. લગભગ ૧૯૦૦ ની સાલની આજુબાજુમાં મોટા મૂડીવાદી દેશોએ પોત પોતાની વચ્ચે સારી દુનિયા વહેંચી લેવાનું યે પૂરું કર્યું હતું. પરિણામે કોઇ પણ રાજ્યને પોતાનો વિસ્તાર વધારવો હોય તો તે બીજા રાજ્યને ભોગે જ થઈ શકે. આનું પરિણામ અનિવાર્ય રીતે હરીફાઇ અને ઘર્ષણ-માં જ આવે. લેનિને કહ્યું છે કે:

"૧૮૭૬ સુધી હતું તેમ જ્યાં સુધી આફ્રિકાની અંદર યુરોપી રાજ્યોનાં સંસ્થાનો આફ્રિકાના માત્ર દસમા ભાગ પર જ હતાં ત્યાં સુધી તો ઈજારા પદ્ધતિ સિવાયના બીજાં રસ્તાઓ અખત્યાર કરીને મહારાજ્યોની સાંસ્થાનિક નીતિ આગળ જતી હતી–એટલે કે, પ્રદેશોને નિરંકુશ હસ્તગત કરવાની નીતિ તેઓ અનુસરતા હતા. પણ લગભગ ૧૯૦૦ સુધીમાં બન્યું તેમ જ્યારે આફ્રિકાનો ૯૦ ટકા પ્રદેશ ગુલામ બની ચૂકયો હતો, જ્યારે આખી દુનિયાના ભાગલા પડી ગયા હતા ત્યારે અનિવાર્યપણે સાંસ્થાનિક ઈજારાપદ્ધતિનો યુગ શરૂ થયો; જેમાં દુનિયાના ફરી નવા ભાગલા પાડવા માટે ખૂબ જ ગંભીર ઘર્ષણોની શરૂઆત થઇ". *

---

* સામ્રાજ્યવાદ : પ્રકરણ ૧૦

દુનિયાના આ નવા નવા ભાગલાઓ કયા ધોરણે શક્ય હતા? લેનિને દર્શાવ્યું છે તેમ "લાગવગનાં ક્ષેત્રો, હિતો કે સંસ્થાનોના ભાગલા પાડવા માટે મૂડીવાદી સમાજ રચનામાં માત્ર એક જ રસ્તો છે; અને તે ભાગલા પાડનારાઓની તાકાત અને તેમની સામાન્ય આર્થિક, મૂડીવાદી, લશ્કરી શક્તિની ગણત્રી".

## લશ્કરી તાકાત અને સામ્રાજ્યવાદી વિસ્તાર

લશ્કરી તાકાત અને પોતાના મૂડીવાદીઓને પક્ષે તેને વાપરવાની મૂડીવાદી સરકારોની તત્પરતાનું મહત્વ, પરદેશી કંપનીઓને રેલ્વેઓ બાંધવા માટે છૂટછાટ આપવાની ચીનની સરકારને જે રીતે ફરજ પાડવામાં આવી હતી એ પરથી સ્પષ્ટ સમજાય છે. ૧૮૮૦ના દસકામાં જે રીતે આફ્રિકાના ભાગલા પાડવામાં આવ્યા હતા તે જ રીતે ૧૮૯૦ ના દસકામાં ચીનના ભાગલા 'મોટાં રાજ્યો' પોતાની વચ્ચે પાડી રહ્યા હતા. ફરક માત્ર એટલો જ હતો કે આ વિભાગીકરણ પહેલાં જેટલું ખુલ્લં ખુલ્લું નહોતું. ચીનના પ્રદેશો પર ખરેખર કબજો જમાવવામાં આવ્યો નહોતો પણ દરેક સત્તા પોતા માટે એક એવું લાગવાનું ક્ષેત્ર મેળવવા પ્રયત્ન કરતી હતી કે જેમાં તેને રેલ્વેના ઇજારા તથા એવી જ બીજી છૂટછાટો મળે. આ હકીકત જ સ્પષ્ટ રીતે શાહીવાદનું ખરૂં સ્વરૂપ દર્શાવે છે. આમ, યાંગત્સે નદીના પ્રદેશને બ્રિટિશ લોકો પોતાના લાગવગના ક્ષેત્ર તરીકે ગણતા હતા. ૧૮૯૭માં ચીની સરકારે એક બેલ્જીયન કંપનીને ૭૫૦ માઇલની રેલ્વે બાંધવાની છૂટ આપી. આ રેલ્વેનો છેલ્લો થોડોક ટુકડો યાંગત્સે પ્રદેશમાં થઈને જતો હતો. એ વખતે બ્રિટિશ સરકારે તરતજ ચીની સરકારને ચેતવણી આપી. પોતાની **'આર્થિક સામ્રાજ્યવાદ'** નામની કિતાબમાં મિ. લીઓનાર્ડ વુલ્ફ આ વાતને નીચે મુજબ વર્ણવે છેઃ- "ચીનમાંના બ્રિટિશ પ્રતિનિધિને લોર્ડ સેલિબ્સરીએ જણાવ્યું : 'આ જાતની છૂટછાટ એ માત્ર વ્યાપારિક કે ઔદ્યોગિક છૂટછાટ જ આજે નથી રહી. આજે તો એ યાંગત્સે પ્રદેશની અંદરનાં બ્રિટિશ હિતો સામેની રાજકીય ચાલ બની જાય છે. તમારે ચીની સરકારને જણાવી દેવું જોઈએ કે, રશિયાને મંચુરિયામાં અને જર્મનીને શાન્તુંગમાં વિશિષ્ટ છૂટછાટ આપવામાં આવે છે તે છતાં, આ અથવા બીજા રાજ્યોને યાંગત્સે પ્રદેશમાં પણ ખાસ હક્કો અગર નવી તક આપવામાં આવશે તો બ્રિટિશ સરકાર, ચીનના હિતની બાબતોમાં મિત્ર તરીકે સહકાર આપવાનું કદાચ ચાલુ નહિ રાખી શકે. પણ આ પ્રદેશોને ખીલવવા માટે ચીની સરકાર જો બ્રિટિશ મૂડીનો સહકાર ઈચ્છશે તો સંતોષકારક દરખાસ્તો જરૂર રજુ કરવામાં આવશે.' આ છતાં પણ ચીની સરકારે બેલ્જીયનને છૂટછાટ આપવાનું ચાલુ રાખ્યું ત્યારે બ્રિટિશ પ્રધાને ચીની સરકારને આખરીનામું મોકલ્યું. ચીની સરકારને તેણે જણાવ્યું : 'બ્રિટિશ સરકાર

એવા મતની છે કે રેલ્વે માટેની છૂટછાટની બાબતમાં બ્રિટિશ તરફ ચીને યોગ્ય વર્તણુંક બતાવી નથી; એટલે બેલ્જીયન કંપનીને અપાયેલી શરતોએ નીચેની રેલ્વેઓ બાંધવાના હક્ક ચીનની સરકાર તરફથી બ્રિટિશ વેપારીઓને મળવા જોઈએ એવી બ્રિટન માગણી કરે છે: તિન્સ્ટીનથી ચિનક્યાંગ (જર્મનો અને અમેરિકનો ઈચ્છે તો તેમના સહકારમાં); હોનાનથી શાંસી; યાંગત્સે સુધીની પેકીન કંપનીની લાઈન, કાઉલૂનથી કેન્ટન, પુકાઉથી સીંગાંગ; ને, નીંગ્યો સુધી વિસ્તારવાની છૂટ સહિત સુચાઉથી હેંગચાઉ". આ ઉપરાંત બ્રિટિશ સરકારે ચીની સરકારને જણાવ્યું હતું કે આ પ્રમાણે જો ચીની સરકાર તરત કબુલ નહિ થાય તો પેકીન-હેંગચાઉ રેલ્વેની બાબતમાં તેમનું આ વિશ્વાસઘાતી પગલું બ્રિટનની વિરૂદ્ધના એક ઇરાદાપૂર્વકના પગલાં તરીકે ગણવામાં આવશે; અને બ્રિટિશ સરકાર એ પછી પોતાને યોગ્ય લાગે એ મુજબ વર્તવાની હક્કદાર ગણાશે. નોકાપતિ સાથે મસલત કરી, તેમનો જવાબ કેટલા દહાડા કે કલાકની અંદર આવવો જોઇએ તે તમને યોગ્ય લાગે તે પ્રમાણે ચીનને જણાવજો" !

**(એલ. એસ. વુલ્ફ : આર્થિક સામ્રાજ્યવાદ : પૃષ્ઠ ૯૧-૯૨)**

ચીનની સરકાર હોંગકોંગમાં બ્રિટિશ કાફલો જમા થઈ રહ્યો હતો એ જાણતી હતી. ભૂતકાળના હલ્લાઓનો અનુભવ તાજો હોઇને તેણે પૂરે પૂરું નમતું જોખી દીધું. ૨૮૦૦ માઇલની રેલ્વે બાંધવાની છૂટ આ રીતે બ્રિટનને મળી.

ચીનની રેલ્વેના વિકાસ બાબતમાં **"માંચેસ્ટર ગાર્ડિયન"માં** એક લેખ આવ્યો હતો. તેની અંદર, ચીનમાં કોઈ પણ છૂટછાટ આપવાનું નક્કી થાય કે તરત જ જુદાં જુદાં મૂડીવાદી અને ઔદ્યોગિક હિતો આ લૂંટનો કઈ રીતે ભાગ પાડતાં તેનું સુંદર વર્ણન છે. તે લખે છે :

"રેલ્વેની કોઈ પણ એક લાઈનનું નક્કી થાય છે કે તુરત ચીની સરકાર અને કંટ્રાક્ટ કરતી કંપની વચ્ચે કરાર કરવામાં આવે છે. જેની રૂએ અમુક કરોડ પૌંડની લોન ઉભી કરવાનું કામ આ કંપની પોતાને માથે લે છે. આ લોન અમુક નિર્ણિત સમયમાં ભરી દેવાની હોય છે અને તેના પર લગભગ પાંચ ટકાનું સામાન્ય વ્યાજ હોય છે. લોન ઉભી કરવાની કંપનીની 'સેવાના બદલામાં' લોનની કિંમત પર ઐથી પાંચ ટકા જેટલી દલાલી કંપનીને આપવામાં આવે છે વધારામાં, આ નવી ઉભી થતી રેલ્વે માટે જરૂરી માલ પરદેશથી ખરીદ કરવાની એજન્સી પણ ઘણીવાર આ કંપનીને આપવામાં આવે છે. આ માટે આ માલની મૂળ કિંમતના પાંચ ટકા જેટલી બીજી દલાલી આ કંપની મેળવે છે. સામાન્ય રીતે આ કરારોમાં એ પણ નક્કી થયું હોય છે કે, માલની કિંમત અને જાતમાં ફેર ન હોય તો જે દેશમાં લોન ઉભી કરવામાં આવી હોય તે દેશના કારખાનેદારોને બીજા

તમામ દેશોના કારખાનેદારો કરતાં માલની ખરીદીમાં પસંદગી મળવી જોઇએ. વળી મુખ્ય ઇજનેર અને મુખ્ય એકાઉન્ટન્ટ પણ એ જ દેશના હોવા જોઇએ."

"માન્ચેસ્ટર ગાર્ડિયન"(ચીન અંક. ૪ પૃષ્ઠ ૯-૧૫)



## ૪

# શાહીવાદી વિશ્વયુદ્ધ: ૧૯૧૪-૧૯૧૮

**જ્યાં**સુધી જુદાજુદા દેશોની તાકાતમાં અન્ય દેશની તાકાતની સરખામણીમાં ખાસ વધારો ઘટાડો થાય નહિ ત્યાંસુધી ભાગલાઓની નીતિથી જ માત્ર વિગ્રહ ફાટી નીકળવાનો સંભવ નથી. આ પરિસ્થિતિમાં, સૌથી શક્તિશાળી રાજ્ય વધારેમાં વધારે પ્રદેશ કબજે કરી લે અને નિર્બળ રાજ્યો ગમે તેટલાં કતરાય તો પણ આ પરિસ્થિતિ બદલવા તેઓ કશું જ કરી શકે નહિ. પણ જો પ્રથમ વિભાગીકરણ વખતે પ્રમાણમાં ઓછો પ્રદેશ મેળવનાર એક યા વધારે રાજ્યો ઝપાટાબંધ વિકાસ સાધી શકે, અને પોતાનાં લાલચુ અથવા તો નશીબદાર પડોશી રાજ્ય કરતાં વધુ તાકાતવાન બની જાય, તો પોતાની નવી તાકાતના જોર પર દુનિયાના નવા ભાગલા પડવા જોઇએ, એવી માગણી તેઓ જરૂર ઉઠાવે. જો બીજાં રાજ્યો શાંતિથી—વિગ્રહ વગર, તેમને સંસ્થાનો આપવા તૈયાર ન થાય (અને એ તો હકીકત છે કે, કોઈ પણ મહારાજ્ય પોતે પહેલાં હતું તેટલું શક્તિશાળી કે અસરવાળું રહ્યું નથી, એ જાહેર રીતે સ્વીકારવા કદી તૈયારજ ન થાય ) તો તાકાતનાં પારખાં કરવાનું અનિવાર્ય બને જ. બરાબર આ પ્રમાણે જ બન્યું. અને મૂડીવાદ નીચે આ પ્રમાણે બનવું અનિવાર્ય છે. લેનિનના શબ્દો ટાંકીએ તો, "વિભાગીકરણ કરનારાં રાજ્યોની તાકાત એક સરખી રીતે વધતી કે ઘટતી નથી. કારણ કે, મૂડીવાદ નીચે જુદા જુદા ઉદ્યોગો, ટ્રસ્ટો કે દેશોનો વિકાસ એક સરખો થતો નથી. અર્ધી સદી પહેલાં, જર્મની મૂડીવાદી તાકાતના અર્થમાં એક તદ્દન ગરીબ અને કશી ગણનામાં ન આવે તેવો દેશ હતો; જ્યારે ઈંગ્લાંડ તેનાથી ક્યાં યે વધારે શક્તિશાળી દેશ હતો."

આપણે આગળ જોયું છે તેમ ૧૮૮૪ થી ૧૯૦૦ સુધીની સંસ્થાનો માટેની દોડધામમાં જર્મની માત્ર દસ લાખ ચો. મા. પ્રદેશ જ મેળવી શક્યું હતું; જ્યારે ફ્રાંસ તેનાથી ત્રણ ગણાથી યે

વધારે અને ઇંગ્લાંડ લગભગ પાંચ ગણો પ્રદેશ મેળવી ચૂક્યું હતું. આનું કારણ એ છે કે, જર્મનીમાં મૂડીનો વિકાસ, ફ્રાંસ યા તો બ્રિટન કરતાં મોડો થયો હતો. પરંતુ એક વખત આ વિકાસની શરૂઆત થયા પછી, તેણે ઘણી ઝડપથી પ્રગતિ સાધી. થોડા જ વખતમાં એ ફ્રેંચ મૂડીવાદની આગળ નીકળી ગયો. અને બ્રિટિશ મૂડીવાદ સાથે હરિફાઇ કરવા લાગ્યો. આનું એક ચિન્હ આપણને ત્રણે દેશના લોખંડ અને પોલાદ ઉદ્યોગના વિકાસમાં જોવા મળે છે. ૧૮૮૦માં જર્મનીમાં લોખંડ અને પોલાદનું ઉત્પાદન ફ્રાન્સના કરતાં થોડું વધારે હતું; પણ બ્રિટિશના તો ત્રીજા ભાગ જેટલું જ હતું. ૧૯૦૦ સુધીમાં તો એ ફ્રાન્સ કરતાં ત્રણ ગણું વધી ગયું. અને ૧૯૧૩ની સાલ સુધીમાં, આ ઉત્પાદન બ્રિટનના બમણા કરતાં વધ્યું હતું; અને ફ્રાન્સના કરતાં લગભગ ચાર ગણું થયું હતું. અલબત્ત, લોખંડ અને પોલાદનું ઉત્પાદન એ આર્થિક તાકાતનું માત્ર એક જ અંગ છે; જો કે ખાસ કરીને લશ્કરી દૃષ્ટિએ તેની મહત્તા દર વરસે વધતી જાય છે, પણ એ ત્રણે દેશોનો અસમાન વિકાસ અને તેમાંથી પેદા થતી તેમની તાકાતમાં થતો વધારો-ઘટાડો દર્શાવવા એ પૂરતું છે.

૧૯૦૦ અને ૧૯૧૪ની વચ્ચેનાં વર્ષોમાં જર્મન મૂડીવાદીઓને, પોતાની બઢતી જતી આર્થિક તાકાત અને આ આર્થિક તાકાતના ઉપયોગ માટે અનિવાર્ય એવાં સંસ્થાનોની જરૂરિયાત પૂરેપૂરી સમજાઈ. પરિણામે, તેમને એમ લાગવા માંડયું કે, ૧૯૦૦ પહેલાંની સંસ્થાનો માટેની દોટમાં તેઓ બીજાં રાજ્યોની સરખામણીમાં ‘પાછળ’ પડી ગયાં છે. “જીવવા માટેની જગ્યા” ની માગણી તેમના તરફથી વધારે ને વધારે ઉઠવા લાગી; અને જેમ જેમ તેમની આ બૂમ વધતી ગઇ, તેમ તેમ બ્રિટિશ અને ફ્રેંચ મૂડીવાદીઓનો “પોતાની તલવારના જોરે જે કંઈ મેળવ્યું હતું, તે તલવારના જોરે જ સાચવવાનો” નિર્ણય વધારે ને વધારે દૃઢ થતો ગયો. બંને પક્ષો વચ્ચેનાં છમકલાં વધારે ખુલ્લાં અને વધારે ઝનૂની બનતાં ગયાં. કેટલાયે પ્રસંગોએ દુનિયા માંડ માંડ વિગ્રહમાંથી બચી શકી. પણ છેવટે ૧૯૧૪માં લડાઈ ફાટી નીકળી.

લેનિને તરત જ જાહેર કર્યું કે આ વિગ્રહ તો દુનિયાના ફરી ભાગલા પાડવા માટે, હરીફ શાહીવાદીઓ વચ્ચે લડાતો વિગ્રહ છે. અને આ વિગ્રહમાં તો મજુરોને પોતાના મૂડીવાદી માલિકોના લાભાર્થે લડવું અને મરવું પડે તેમ છે. તેણે જાહેર કર્યું કે, આ વિગ્રહ દુનિયાના કોઇ પણ દેશના મજૂરોના હિતમાં નથી; મજૂરોને માટે આમાંથી છૂટવાનો એક જ રસ્તો છે અને તે પોતાના દેશમાં મૂડીવાદીઓની સત્તાનો અંત આણવાનો. કારણ કે, અગ્રગણ્ય મૂડીવાદી દેશોમાં જો મજૂરો સત્તા હાથ કરે તો જ શાંતિ માટેનાં દ્વાર ખુલ્લાં થાય. ૧૯૧૭ના ઓકટોબરમાં લેનિનની આગેવાની નીચે

રશિયામાં મજૂરો અને ખેડૂતોએ સત્તા પોતાને હાથ કરી અને પોતાની સોવિયેત સરકારની સ્થાપના કરી.

રૂસી ક્રાંતિના પડઘા રૂપે, એક વર્ષમાં જ જર્મની અને ઓસ્ટ્રીઆમાં ક્રાંતિ થઇ. મઝદૂરો અને સૈનિકોની સમિતિઓની સ્થાપના થઇ. તે કમિટીઓ મૂડીવાદીઓ પાસે લડાઇ બંધ કરાવવામાં સફળ પણ થઈ; પણ પોતાના હાથમાં તમામ સત્તા લેવામાં એ સફળ થઇ નહિ. આ નિષ્ફળતા થોડાક અંશે અંદરનાં જ તત્વોની બેવફાને આભારી હતી; પણ અમુક અંશે મિત્રરાજ્યોએ લીધેલાં પગલાંને કારણે પણ હતી. હંગેરીમાં સોવિયેત સરકાર સ્થાપવામાં આવી. પણ મિત્રરાજ્યોનું દબાણ અને રૂમાનિયન લશ્કરનું આક્રમણ, એ બંને વસ્તુ આ નવી સરકાર સહન કરી શકી નહિ. ત્રણ મહિના પછી તેને ઉથલાવી મૂકવામાં આવી, અને તેનું સ્થાન લશ્કરી સરમુખત્યાર શાહીએ લીધું.

આખા મધ્ય યુરોપમાં મિત્રરાજ્યોએ આર્થિક નાકાબંધી અને દુષ્કાળ-રાહતનાં દ્વિમુખી હથિયારનો ક્રાંતિશીલ પ્રવૃત્તિઓ દબાવી દેવામાં અને પ્રતિક્રાંતિકારી સરકારોને સત્તામાં ટકાવી રાખવામાં ઉપયોગ કર્યો હતો. આજે આપણે એ નીતિનાં કડવાં ફળ ચાખી રહ્યાં છીએ. માત્ર જર્મન શાહીવાદી લશ્કરોએ જ નહિ પણ મિત્રરાજ્યોએ પણ, અને એ માટે તેમણે સીધી લશ્કરી દરમિયાનગીરી કરીને અને સફેદ રૂસી સેનાપતિઓએ ઉભાં કરેલાં પ્રતિક્રાંતિકારી લશ્કરોને આર્થિક મદદ આપીને, રશિયામાં ઉગીને ઉભી થતી સોવિયેત સરકારને ઉથલાવી મૂકવા પ્રયત્ન કર્યો હતો. પણ આ પ્રયાસો નિષ્ફળ ગયા. કારણ કે જવાંમર્દ રૂસી મજૂરો અને ખેડૂતોએ છેવટ સુધી શાહીવાદીઓનો સામનો કર્યો. આ છતાં પણ, બાલ્ટિક પ્રદેશોને રશિયામાંથી છૂટા પાડવામાં મિત્રરાજ્યો જરૂર શક્તિમાન થયાં. બરાબર આ જ વખતે પોલાંડે બ્યાલો રશિયા અને યુક્રેનના થોડા ભાગ પડાવી લીધા; જ્યારે રૂમાનીઆએ બેસારીબીઆ ઝૂંટવી લીધું. આ રીતે, રશિયાની પશ્ચિમ સરહદ પર નાનાં નાનાં રાજ્યોની હારમાળા રચી, રશિયાને વિખુંટું પાડી નાખવાની અને એ રીતે બોલ્શેવિઝમને આગળ વધતું અટકાવવાની મિત્રરાજ્યોની મુરાદ હતી.

પ્રખ્યાત જર્મન વિવેચક ક્લોઝવીટ્ઝે કહ્યું છે કે, "વિગ્રહ એ તો બીજાં સાધનો વડે ચાલુ રહેતું રાજકારણ છે." આપણે જોયું કે પહેલો વિશ્વવિગ્રહ, આ સદીની શરૂઆતથી મોટાં યુરોપી રાજ્યો વચ્ચે ઉભી થતી અને વધતી જતી શાહીવાદી હરીફાઈનું 'બીજાં સાધનો વડે જળવાતું સાતત્ય જ હતું.' પરંતુ, વિશ્વયુદ્ધ કે તેમાંથી નીપજેલી સંધિ—બેમાંથી એકે આ હરીફાઇ નિવારવા શક્તિમાન થયાં નહિ. ઉલ્ટાનું, વર્સેલ્સની સંધિ બીજાં સાધનો વડે વિશ્વયુદ્ધ ચાલુ રાખતી હોવાથી, વિગ્રહ પહેલાં હતા, તે બધાજ શાહીવાદી વિરોધો ચાલુ જ રહેવા પામ્યા. લગભગ દસ લાખ ચો. મા. નું જે સામ્રાજ્ય જર્મની

મેળવી શક્યું હતું, તે તેની પાસેથી પડાવી લેવામાં આવ્યું. પરિણામ એ આવ્યું કે, ગત વિશ્વયુદ્ધના મૂળભૂત કારણ સમાન, શાહીવાદી રાજ્યો અને તેમના સાંસ્થાનિક પ્રદેશોની સાપેક્ષ આર્થિક તાકાત વચ્ચે જે વિરોધો હતા, તે આ સંધિથી વધી ગયા. પોતે મિત્રરાજ્ય એટલે વિજેતા રાજ્ય હોવા છતાં પણ, આશા રાખી હતી તેટલા પ્રમાણમાં સંસ્થાનો ન મળતાં ઇટાલીએ પોતાની જાતને 'અસંતુષ્ટ' જાહેર કરી.

# ૧૯૧૮ પછીની શાહીવાદી હરીફાઇ

ફ્રેંચ મૂડીવાદીઓ એ સમજી ચૂક્યા હતા કે, પોતાના જર્મન હરીફો પર તેમણે જે જીત મેળવી હતી, તે માત્ર પોતાની આર્થિક તાકાત વડે ટકાવી રાખવી શક્ય નહોતી. તેથી તેમણે જર્મનીને ખૂબ મોટી રકમ બદલા પેટે આપવાની ફરજ પાડી, જર્મનીને પાંગળું બનાવવાનો પ્રયત્ન કર્યો. પણ જર્મની પાસે નહોતું સોનું કે નહોતી પરદેશોમાં રોકાએલી મૂડી. આથી આ બદલો વાળવાનો તેની પાસે માત્ર એક જ માર્ગ હતો; અને તે પરદેશોમાં વિશાળ જથ્થામાં પોતાનો તૈયાર માલ નિકાસ કરવાનો અને તેના બદલામાં પરદેશમાંથી કશું આયાત ન કરવાનો. (આ રીતે બદલો વાળવાનો એક પ્રયત્ન થયો પણ હતો. તે મુજબ દર મહિને કોલસાનો નક્કી કરેલ જથ્થો જર્મનીએ ઇંગ્લાંડ અને ફ્રાંસને આપવાનો હતો; આના પરિણામે બ્રિટિશ અને ફ્રેંચ ખાણમાલેકોના નફા ઘટી જાય અને બ્રિટિશ તથા ફ્રેંચ ખણિયાઓ બેકાર બને તેમ હતા; એટલે આ આખીયે યોજના પડી ભાંગી.) પરંતુ બીજા દેશના મૂડીવાદીઓ, પોતાની બજારો જર્મન માલથી રેલમછેલ થઇ જાય, એ કદીયે ઇચ્છે નહિ. એટલે, તેમણે મોટી જકાતો નાખી પોતાનાં બજારોને ઉગારવા પ્રયત્ન કર્યો.

આખરે, પરદેશો પાસેથી કરજે લઈ આ કોયડાનો કામચલાઉ ઉકેલ તો મૂડીવાદીઓએ કાઢયો. પહેલા વિશ્વયુદ્ધને અંતે અમેરિકા દુનિયાભરમાં સહુથી વધુ ધનવાન રાજ્ય બની ચૂક્યું હતું; આખું યુરોપ તેનું દેવાદાર હતું. અમેરિકાના શરાફી મૂડીવાદીઓ, શરૂઆતમાં તો પોતાની વધારાની મૂડી નફાકારક રીતે પરદેશમાં રોકાય એ માટે અતિ ઉત્સુક હતા; અને થોડાં વરસો માટે તેમણે વ્યાજના ઉંચા દરે મોટી રકમો જર્મનીમાં રોકી પણ ખરી. આ રીતે જર્મની પોતાનું 'દેવું' ભરવા શક્તિમાન થયું. ૧૯૨૮ ની આજુબાજુમાં, જર્મની પર ચઢતા જતા કરજનો આંકડો જોઇ તેઓ ગભરાયા અને વધારે નાણાં ધીરવાની તેમણે ચોકખી ના પાડી. આનું પરિણામ ઉલ્કાપાતમાં આવ્યું. જર્મની કોઇ હિસાબે પોતાનું દેવું આપી શકે તેમ નહોતું. અને ૧૯૩૨ સુધીમાં તો આ દેવું ભરપાઈ કરવાની યોજના જમીનદોસ્ત થઈ ગઈ. આ રીતે જર્મનીને વિશ્વયુદ્ધના ખર્ચ

માટે નાણાં આપવાની ફરજ પાડવાના અને તેમ કરી તેને આર્થિક ગુલામગીરીમાં રાખવાના પ્રયત્નનો સંપૂર્ણ ફેજ થયો.

આ યુદ્ધ વખતે નાઝીઓએ બીજા દેશોમાં જે નુકશાન કર્યું છે, તેનો બદલો વાળવાની જર્મનીને ફરજ પાડવામાં આવશે, તો આ જ પ્રશ્ન ફરી ઉભો થવાનો છે—સિવાય કે ગયા વિશ્વયુદ્ધ પછીની દુનિયામાં હતું, તેના કરતાં આપણું આજનું આર્થિક જીવન વધારે સાવચેતી પૂર્વક યોજવામાં આવે. માત્ર સોવિયેત રૂસની બાબતમાં જ કાંઇ મુશ્કેલી ઉભી નહિ થાય; કારણ કે તેમનું સંયોજિત અર્થશાસ્ત્ર પોતાની બજારોમાં "પરદેશી માલની રેલમછેલ" થવા દીધા વિના અથવા તો પોતાના મઝદૂરોને બેકાર બનાવ્યા વિના, ગમે તેટલો પરદેશી માલ અપનાવી શકશે.

વિકસતી જતી ઉત્પાન શક્તિ અને જનતાની મર્યાદિત ખરીદ શક્તિ વચ્ચેના મૂળભૂત મૂડીવાદી વિરોધને પણ ગયા મહાયુદ્ધે ખૂબ જ ઉગ્ર બનાવી દીધો હતો. વિગ્રહ દરમિયાન પ્રત્યેક દેશમાં ઔદ્યોગિક માલ, કાચો માલ અને ખોરાકનું ઉત્પાદન ખૂબ જ વધી ગયું હતું; અને હિંદ જેવા સાંસ્થાનિક દેશોમાં પણ થોડે ઘણે અંશે ઔદ્યોગીકરણને પ્રોત્સાહન આપવું પડયું હતું. વિગ્રહને અંતે તૂટેલાં કારખાનાંઓ વગેરે ઠીકઠાક થયા પછી, દુનિયાના પ્રત્યેક દેશના મૂડીવાદીઓ બજારો માટે ગાંડાતુર બન્યા હતા. આ પ્રયત્નો બે દિશાઓમાં થયા: એક તો, પોતાનાં બજારોમાંથી પરદેશી માલ દૂર રાખવાની દિશામાં; અને બીજો, પરદેશી બજારોમાં પોતાનો માલ "ઠાંસી" પોતાનાં ચલણી નાણાંની કિંમત ઘટાડીને, મજૂરીના દરમાં કાપ મૂકી, પરદેશની બજારો કબજે કરવાની દિશામાં.

## વિશ્વવ્યાપી મૂડીવાદી કટોકટી

**આ**નું અનિવાર્ય પરિણામ ૧૯૨૯ ની મહાન કટોકટીમાં અને આજ સુધીમાં મૂડીવાદે કદી અનુભવી નહોતી તેવી ભયંકર અને વિસ્તૃત એવી મંદીમાં આવ્યું. ૧૯૩૨ સુધીમાં તો બ્રિટનમાં બેકારોનો આંકડો ૩૦ લાખ, જર્મનીમાં ૬૦ લાખ અને અમેરિકામાં ૧ કરોડ ૨૦ લાખ સુધી પહોંચી ગયો. જ્યારે બીજા લાખો કામદારોને માત્ર થોડાક કલાકનું જ કામ મળતું હતું. આ ઉપરાંત, દુનિયાભરમાં અને ખાસ કરીને હિંદ અને બીજા સાંસ્થાનિક દેશોમાં લાખો ખેડૂતો અને કિસાનો ભાંગી ગયા અને તેમના પર ભૂખમરાની ગૃહદશા મંડાઇ ગઇ.

સોવિયેત રૂસના સામ્યવાદી પક્ષના સોળમા અધિવેશન સમક્ષ અહેવાલ રજૂ કરતાં સ્તાલિને આ કટોકટીને 'અતિ ઉત્પાદનની કટોકટી' તરીકે વર્ણવી

હતી. આ સમજાવતાં તેણે જણાવ્યું હતું કે, "આનો અર્થ એ છે કે, બજારમાં વેચાઇ શકે, તેના કરતાં વધારે માલ પેદા થયો છે. આનો અર્થ એ કે, કાપડ બળતણ, ઔદ્યોગિક માલ, ખોરાક વગેરેનું એટલા મોટા જથ્થામાં ઉત્પાદન થયું છે કે, મુખ્ય ખરીદનાર વર્ગ–આમ જનતા એ ખરીદી શકે તેમ નથી. મૂડીવાદી સમાજ રચનામાં જનતાની ખરીદ-શકિત હંમેશાં નીચલે પગથિયે જ રહે છે. આમ થવાથી મૂડીવાદીઓ વધારાનો માલ-કાપડ, અનાજ વગેરે કાંતો સંઘરી રાખે છે, યા તો તેનો નાશ કરે છે. આમ કરવાનો ઉદ્દેશ છે, માત્ર ભાવ ઉંચા ટકાવી રાખવાનો. તેઓ ઉત્પાદન ઘટાડે છે, મજૂરોને બેકાર બનાવે છે અને આમ-જનતાને અનેક હાડમારી વેઠવી પડતી હોય છે!"

ભાવ ટકી રહે, અને નફાઓ ચાલુ રહે, એ માટે મૂડીવાદીઓએ ઉત્પાદન ઘટાડવાનો અને ઉત્પાદન શકિતઓનો નાશ કરવાનો રસ્તો લીધો. આ રીતે અછત પેદા કરવાના તેમના પ્રયત્નોમાં તેમણે ઘણી વાર સરકારી મદદ પણ માગી. બ્રિટનમાં કોલસાની ખાણોના કાયદા કોલસાના ઉત્પાદનની હદ બાંધી દેવામાં આવી હતી. એ આપણે આગળ જોયું છે. વહાણ બાંધકામના ઉદ્યોગમાં ઇંગ્લાંડની બેંકના નેજા નીચે એક ખાસ 'નેશનલ શીપબિલ્ડર્સ સીક્યુરિટી લિમિટેડ' નામની કંપની વહાણો બાંધતાં કારખાનાં ખરીદી લેવા માટે અને વહાણો બાંધતી ગોદીઓ બંધ કરી દેવા માટે ઉભી કરવામાં આવી.

૧૯૩૧ અને ૧૯૩૭ વચ્ચે ત્રીજા ભાગની વહાણ બાંધતી ગોદીઓ બંધ કરી દેવામાં આવી. આ હકીકત પૂરવાર કરે છે કે, ડુબક કિસ્તીઓ સામેની લડાઈ જીતવામાં વહાણો બાંધતી ગોદીઓને બંધ કરી દેવાની નીતિએ રજ માત્ર મદદ કરી નથી! કાપડ ઉદ્યોગમાં ત્રીજા ભાગની શાળો અને ત્રાકો 'નકામી' ગણી ઘટાડવામાં આવી. ઇગ્લાંડની બેંકે સ્થાપેલી લેંકેશાયર કોટન કોર્પોરેશન નામની કંપનીના હાથે મોટે ભાગે આ કાર્ય થયું હતું પરંતુ પાછળથી આ કાર્ય માટે બ્રિટિશ સરકારે ખાસ સ્પિન્ડલ્સ બોર્ડ ઉભું કર્યું હતું. લોખંડ અને પોલાદના ઉદ્યોગમાં બ્રિટિશ લોખંડ અને પોલાદ સંઘે જેરો મુકામે પોલાદનું અદ્યતન કારખાનું ખોલવાની યોજના કેવી રીતે ઉડાડી દીધી એ આગળ આવી ગયું છે. ઊનના ઉદ્યોગમાં 'નકામી' મિલો ખરીદી લેવા અને તેમનાં યંત્રો વિખૂટાં પાડવાં એક ખાસ કંપની વૂલ કોમ્બર્સ મ્યુચ્યુઅલ એસોસિએશન લિ. સ્થાપવામાં આવી.

આંતરરાષ્ટ્રીય પ્રતિબંધ યોજનાઓ અનુસાર અનેક જાતના કાચા માલનું ઉત્પાદન ઘટાડી નાખવામાં આવ્યું; આ યોજનાઓએ દુનિયાના તમામ દેશોના ઉત્પાદનના કોટા નક્કી કરી નાખ્યા. આમ ૧૯૩૨માં તાંબાનું ઉત્પાદન દુનિયાની ઉત્પાદન શકિતના પાંચમા ભાગનું અને કલાઇનું ત્રીજા ભાગનું કરી નાખવામાં આવ્યું. જ્યારે ખાંડનું ઉત્પાદન ૧૯૨૯ ના ઉત્પાદન કરતાં માત્ર

અર્ધું કરી નાંખવામાં આવ્યું. ૧૯૩૩ માં આંતરરાષ્ટ્રીય ઘઉં કરારો થયા. આ કરારો મુજબ, ઘઉં ઉત્પન્ન કરતા મુખ્ય મુખ્ય દેશોમાં ઘઉં ઉત્પન્ન કરતા એકરનું પ્રમાણ ૧૫ ટકા ઘટાડવામાં આવ્યું ત્યાર બાદ ૧૯૩૪ માં આવી રબરનું ઉત્પાદન ઘટાડવાની યોજના. આ યોજના મુજબ રબરનું ઉત્પાદન અર્ધા જેટલું ઘટાડવામાં આવ્યું. મોટા ભાગની આ યોજનાઓ આ યુદ્ધની શરૂઆત સુધી ચાલુ હતી; જો કે દરેક દેશના ઉત્પાદનમાં થોડો ઘણો ફેર અવારનવાર પડયા કરતો હતો. ૧૯૩૮ માં જે રબરનું ઉત્પાદન, દુનિયાના રબરના ઉત્પાદનના ૪૫ ટકા ઘટાડવામાં આવ્યું હતું, ૧૯૩૮ માં તેના ઉત્પાદનમાં ૫૦ ટકા જેટલો વધારો કરવામાં આવ્યો હતો એ આજના અછતના સમયમાં વાંચતાં હસવું આવે છે.

ઉત્પાદન રૂંધવાની અને પેદા થયેલા માલનો નાશ કરવાની આવી યોજનાઓ વ્યક્તિગત દેશોમાં પણ ઘડવામાં આવી હતી. ૧૯૩૩ માં ડેનમાર્કમાં ઢોરની મોટા પાયા પર કતલ કરવામાં આવતી હતી. અને દર અઠવાડિયે ૫૦૦૦ લેખે તેમનાં મુડદાંને બાળી નાખવામાં આવતાં હતાં. ૧૯૨૪ માં ચીલીમાં આ જ રીતે પાંચ લાખ ઘેટાંનો નાશ કરવામાં આવ્યો હોવાનું કહેવાતું હતું. થોડે ઘણે અંશે આ બંનેનું કારણ ૧૯૩૨ ના ઓટાવા કરારોને પરિણામે બ્રિટનમાં આયાત થતા માંસ પર મૂકવામાં આવેલા પ્રતિબંધો હતા. ચાર વર્ષની અંદર બ્રાઝિલમાં આખી દુનિયાને લગભગ દોઢ વર્ષ ચાલે તેટલી કોફી બાળી નાખવામાં આવી હતી. કરોડો માણસો તેને માટે દુનિયાભરમાં વલખાં મારી રહ્યાં હોવા છતાં ખોરાકના આવા ભીષણ નાશની આ વાતો 'છત વચ્ચે અછત'ની કહેવતને સાચી બનાવે છે...એથી જરાયે નવાઇ જેવું નથી.

ધીમે ધીમે મૂડીવાદી દેશો આ સંકટમાંથી બહાર નીકળવા મંડયા. ૧૯૩૫ માં શરૂ થયેલ પુનઃશસ્ત્ર સજ્જતાના કાર્યક્રમે બ્રિટનને અને 'ન્યુ ડીલ' ની નીતિએ અમેરિકાને, આ મંદીમાંથી બહાર નીકળવામાં ખૂબ મદદ કરી. આમ છતાં પણ ૧૯૩૭ ના તેજીના વર્ષમાં પણ, અગ્રગણ્ય મૂડીવાદી દેશોનું ઓદ્યોગિક ઉત્પાદન ૧૯૨૯ થી હદની બહુ ઉપર નહોતું જઈ શક્યું. ફ્રાંસ અને અમેરિકા તો હજુ આ હદે પહોંચી પણ નહોતાં શક્યાં. પુનઃશસ્ત્ર સજ્જતાના આ કાર્યક્રમ છતાં પણ ૧૯૩૮ માં મંદીનું એક બીજું મોજું આખી મૂડીવાદી દુનિયા પર ફરી વળ્યું. આમાંથી ખાલી જર્મની જ બાકાત રહી શક્યું; કારણ કે એ યુદ્ધધોરણે મૂકાઈ ગયું હતું. એ જાણવું રસપ્રદ થશે કે તેજીનાં વરસો કોઇ પણ જાતની કટોકટી વગર પસાર થઇ ગયાં. દેખીતી રીતે જ, મૂડીવાદ પોતાનો આખરી પછડાટ સહન કરવા માટે ખૂબ જ નબળો હતો. શસ્ત્રો પાછળના ભયાનક ખર્ચ, અને ૧૯૩૯ માં ફરી ફાટી નીકળેલ વિશ્વયુદ્ધે બ્રિટનને આ મંદીમાંથી બચાવી લીધું. પણ અમેરિકા તો ૧૯૪૨ સુધી પોતાનાં તમામ કારખાનાં દોડાવી શક્યું નહોતું. બીજા વિશ્વયુદ્ધ પહેલાં અમેરિકામાં કેટલાં કારખાનાં

આંસુ પાડતાં રહેતાં હતાં એ, ૧૯૩૯ અને ૧૯૪૨ વચ્ચેનાં ચાર વર્ષોમાં ઉત્પાદન દોઢું થયું છે, એ હકીકત પરથીજ સ્પષ્ટ જણાઈ આવે છે. હકીકતે ૧૯૪૨ માં નાગરિક ખરીદી ૧૯૩૯ કરતાં વધારે હતી.

આમ, ૧૯૨૯ થી ૧૯૩૯ ના દસકામાં એક બાજુ મૂડીવાદી દેશોમાં ઉત્પાદન રૂંધાઇ ગયું હતું; તો બીજી બાજુ, સોવિયેત સંઘના ઉત્પાદનમાં ભારે વધારો થઇ રહ્યો હતો, સોવિયેત રૂસમાં સમાજવાદી સંયોજનને લઇને ઔદ્યોગિક ઉત્પાદન દર વરસે ૨૦ થી ૨૫ ટકા વધતું હતું. પરિણામ એ આવ્યું કે, સોવિયેત રૂસમાં ૧૯૨૯ ના ઉત્પાદન કરતાં ૧૯૩૭ નું ઉત્પાદન ચાર ગણું અને ૧૯૩૯ નું પાંચ ગણું થઈ ગયું હતું. ૧૯૧૭ ની ક્રાંતિથી દુનિયાનો છઠ્ઠો ભાગ શોષણના ક્ષેત્રમાંથી મુક્ત બન્યો હતો, એ હકીકતે જ શરાફી મૂડીદારોની મુશ્કેલીઓ વધારી મૂકી હતી. આજે હવે સમાજવાદના નેજા નીચે પ્રતિદિન વિકસતું જીવન અને મૂડીવાદના પંજા નીચેની તેની રૂકાવટ વચ્ચેનો વિરોધ વધારે ને વધારે સ્પષ્ટ થતો ગયો છે.

## રાજ્ય અને ઇજારદાર મૂડીવાદ

બે વિગ્રહો વચ્ચેના સમયના આ ટૂંક વિહંગાવલોકન પરથી બે તારણો દોરી શકાય છે. પહેલું તારણ આ છે: આ સમય દરમિયાન મુક્ત વ્યાપારની જગ્યા ઇજારા પદ્ધતિએ લગભગ પૂર્ણપણે લઇ લીધી. આર્થિક કટોકટીને પહોંચી વળવાના પ્રયત્નોમાં મદદ કરવા રાજ્યે કરેલી સીધી દરમિયાનગીરી કેટલાક મહત્ત્વના ઉદ્યોગોમાં આ પરિસ્થિતિ લાવવામાં કારણભૂત થઇ. આનાં જવલંત દ્રષ્ટાંતો છે–કોલસો તથા લોખંડ અને પોલાદના ઉદ્યોગો. આ બંને ઉદ્યોગોના મૂડીવાદીઓ અંદરો અંદર સમાધાન પર આવી શકતા નહોતા. એને કારણે તેમની વચ્ચે તીવ્ર હરીફાઈ ચાલી રહી હતી. લોખંડ અને પોલાદના ઉદ્યોગને રક્ષણાત્મક જકાત નાખી બચાવવામાં આવ્યો એ શરતે કે તેણે આખા ઉદ્યોગનું પુનઃસંગઠન કરવું. આ પુનઃસંગઠન તેણે 'લોખંડ અને પોલાદ સંઘ' સ્થાપીને કર્યું. જ્યારે કોલસાનો ઉદ્યોગ કોલસાની ખાણોના કાયદાદ્વારા આજે એક વિરાટકાય કાર્ટેલ બની ગયો છે. ખેતીની બાબતમાં ખેતી વિષયક મુખ્ય પેદાશના ઉત્પાદન અને કિંમતનું નિયમન કરવા સરકારે માર્કેટિંગ બોર્ડ સ્થાપી.

પોતાના 'સામ્રાજ્યવાદ' નામના પુસ્તકમાં લેનિને જર્મનીનો દાખલો ટાંકયો છે; જેમાં **"લગભગ નાદારીની અણી પર આવી પહોંચેલ ખાનગી ઉદ્યોગોને પુનર્જીવન આપવા માટે જ, રાજ્યના ભોગે પણ, રાજ્યના ઈજારાઓએ તેમને મદદ કરી છે." અને એ પરથી લેનિને સ્પષ્ટ જણાવ્યું છે કે, "આજના શરાફી મૂડીના યુગમાં રાજ્યના ઇજારા અને ખાનગી ઈજારા એક બીજા સાથે ગાઢ રીતે સંકળાએલા છે."**

બીજું તારણ આ છે: મોટા ભાગના દેશોમાં મૂડીવાદ ઉત્પાદન શક્તિનો વિકાસ સાધવાને બદલે તેનો વિકાસ રૂંધવામાં, અગર તો એનો નાશ કરવામાં પડયો હતો. (આમાં એક અપવાદરૂપ જપાન છે; જ્યાં ઉત્પાદન ઝપાટાબંધ આગળ વધતું હતું. આ હકીકત, મૂડીવાદના અસમાન વિકાસના લેનિનના પૃથક્કરણની સારામાં સારી સાબિતી છે). આમ ઉત્પાદનમાં રૂકાવટ અને તેનો નાશ બંનેનો અતૂટ સંબંધ સામાન્યપણે ઇજારા પધ્ધતિના વિકાસ સાથે સંકળાયેલો છે. એટલું જ નહિ પણ એનો સંબંધ વિશિષ્ટ સ્વરૂપનો બને છે; એટલું જ નહિ પણ રાજ્ય જ્યારે આ ઇજારા પધ્ધતિને મદદ કરે છે ત્યારે તો, "તમામ ઈજારાની પેઠે મૂડીવાદી ઈજારા પદ્ધતિ પણ અનિવાર્યપણે રૂકાવટ અને સડા તરફ ધસડી જાય છે." એ લેનિનનું વાક્ય કેટલું વેધક હતું, એ આપણે જોઇ શકીએ છીએ. લેનિને શાહીવાદને 'સડેલા મૂડીવાદ' તરીકે વર્ણવ્યો છે. શાહીવાદનું સ્વરૂપ રજુ કરતી તેની આ પરિભાષા પણ કેટલી સૂચક છે!



## : ૫ :

# ફાસિવાદ

૧૯૩૨ ની કટોકટીને પહોંચી વળવા માટે બ્રિટિશ મૂડીવાદીઓએ પોતાના સામ્રાજ્યનો ઉપયોગ કર્યો. ૧૯૩૨ ની ઓટોવા પરિષદમાં આપણે પહેલા પ્રકરણમાં જોયું તેમ, બ્રિટિશ સંસ્થાનોની સરકારોએ, બ્રિટન અને સંસ્થાનોની બજારોમાંથી પરદેશી હરીફાઇને દૂર રાખવાના તમામ પ્રયાસો કર્યા. અમેરિકામાં મહાન ઉદ્યોગો હોવા છતાંયે, પોતાની વિશાળતાને લીધે તે અન્ય દેશોની ઔદ્યોગિક વિકાસની સરખામણીમાં પછાત હતું. ૧૯૩૦ ના સ્મટ-હોલ્લે જકાત કાયદાની મદદથી અમરિકી મૂડીપતિઓએ, આ પ્રદેશમાંથી પરદેશી હરીફાઇને દૂર કરવાનો પ્રયાસ કર્યો; અને પાછળથી 'ન્યુ ડીલ'ની મદદથી તેઓ આ કટોકટીમાંથી ધીમે ધીમે બહાર નીકળી શકયા.

આમ, દુનિયાની મોટામાં મોટી બે બજારો ત્યાંના જ મૂડીવાદીઓના શોષણ માટેનું ક્ષેત્ર બની જતાં, બીજા દેશોના અને ખાસ કરીને જર્મનીનાં મૂડીવાદીઓની સ્થિતિ ખૂબ જ ખરાબ થઇ ગઈ. કટોકટીમાંથી બહાર નીકળવા માટે-અને બ્રિટિશ તથા અમરિકી બજારોમાં, પોતાને સ્થાન ન મળવાથી પેદા થયેલી સ્થિતિ માંથી ઉગરવા માટે, જર્મન મૂડીવાદીઓ પાસે શોષણ કરવા માટે, કોઈ સામ્રાજ્ય

નહોતું: અને જર્મન શરાફી મૂડીને પૂરતો નફો મળી રહે, એ રીતે જર્મનીના ખૂબ જ વિકસેલા ભારે ઉદ્યોગોનું ઉત્પાદન પચાવી શકે, તેટલા પ્રમાણમાં ખુદ જર્મનીની બજારો જ વિકસી નહોતી. જર્મન ઉદ્યોગોમાં ઇજારા પધ્ધતિ મોટા પાયા પર સ્વીકારાઇ હતી; એને લઇને પણ નવાં કારખાનાં અને યંત્રોની માગણી ખૂબ મર્યાદિત બની હતી. કારણ કે જેના આવવાથી બજાર બગડે, તેવી નવી મૂડી બજારમાંથી દૂર રાખીને જ ઇજારા ટકી શકે છે. આમ, પોતાના વધારાના માલ માટે નફાકારક બજારો અને વધારાની મૂડી માટે નફાકારક રોકાણો શોધી કાઢવાનો કોયડો જર્મન ઇજારદારો સમક્ષ ઉપસ્થિત થયો હતો.

૧૮૭૦માં બ્રિટિશ મૂડીદારોને પણ આ પ્રશ્નનો સામનો કરવો પડયો હતો; પરંતુ, એ વખત કરતાં અત્યારની પરિસ્થિતિ ઘણી વધારે ખરાબ હતી. આપણે આગળ જોયું છે તેમ મૂડી પરનો નફાનો દર વધારવા માટે ઇજારદારી મૂડી પાસે માત્ર બે જ રસ્તા છે. પહેલો રસ્તો છે, મજૂર—શકિતની કિંમત સસ્તી બનાવવાનો; અર્થાત મજૂરીના દર ઘટાડવાનો. બીજો રસ્તો છે, પરદેશમાં શોષણનાં નવાં ક્ષેત્રો શોધવાનો, પહેલા રસ્તાની અસર સુદર્શન ચક્ર જેવી છે—લોકોપયોગી માલનું બજાર એ રસ્તો લેતાં લગભગ બંધ થઇ જાય છે. આથી, બીજા રસ્તાની સાથે અથવા તો બીજા રસ્તાનો માર્ગ સહેલો કરવા માટેજ જો તેનો ઉપયોગ કરવામાં આવે, તો જ તે કામચલાઉથી કંઈક વધુ ઉપયોગી બની શકે છે.

જર્મન મૂડીવાદીઓ પહેલા રસ્તાને પણ તદ્દન છોડી દઇ શકે તેમ નહોતા. કારણ કે ખાસ કરીને કટોકટીના કાળમાં નફાના દર થોડા ઘણા વખત માટે પણ ઉંચા લઇ જવા. એ તેમને માટે બહુ જરૂરી હતું. બીજે રસ્તે નજદીકના ભવિષ્યમાં તેઓ આગળ જઈ શકે તેમ નહોતા. એટલે કટોકટી પાર કરવાના એક માત્ર રસ્તા તરીકે મજૂરીના દર ઘટાડવાની જ તેમને ફરજ પડી. પણ ૧૯ મી સદીના ગુલાબી દિવસોમાં આ ઉકેલ જેટલો સાદો હતો, તેટલો સાદો હવે રહ્યો નહોતો. એ દિવસોમાં બેકાર ઔદ્યોગિક કામદારોની હરીફાઇને અંગે મજૂરીના દર ઘટાડવાનું શકય હતું. અને એ રીતે નફાનો દર ટકાવી રાખવાનું આસાન હતું. પણ અર્વાચીન સમયમાં મજૂરોના ઘણા આગળ વધેલા સંગઠનના કારણે, બેકાર ઔદ્યોગિક કામદારોની સંખ્યા વિશેષ હોવા છતાં, કોઈ લાભ મળી શકે તેમ નહોતો. બેકારો તો બેકારો જ રહ્યા; પણ બેકારોના મંડળોનો સાથ લઇને, કામદારોની હરીફાઇનો ઉપયોગ મજૂરીના દર ઘટાડવા માટે કરવામાં ન આવે, તેનો ખ્યાલ રાખવા પૂરતા શક્તિમાન તો જરૂર બની ચૂકયા હતા. અને આ ઉદ્દેશ પાર પાડવામાં મજૂરોએ અનેક લડતો પછી મેળવેલ સામાજિક સેવાઓ અને તેમાંયે ખાસ કરીને બેકારી ભથ્થું ખૂબ જ મદદરૂપ નીવડયાં. આ કારણસર મજૂરીના દરમાં ખરેખર ઠીક ઠીક ઘટાડો કરતાં પહેલાં

જર્મન ઇજારદારોએ સહુથી પહેલાં કામદાર સંઘો અને મઝદૂરોના રાજકીય પક્ષોનો નાશ કરવો જરૂરી હતો; અને આ નાશ કરવાની સાથોસાથ આ સંઘો અને પક્ષો જે ધારાસભાકીય લોકશાહી પદ્ધતિની અંદર કામ કરતા હતા, એ પદ્ધતિનો પણ નાશ કરવો આવશ્યક હતો.

## નાઝી પક્ષ–ઇજારદારોનું હથિયાર

જર્મનીના મોટા મોટા ઈજારદારોને આ માટેનું જરૂરી હથિયાર હિટલરના કહેવાતા રાષ્ટ્રીય સમાજવાદી પક્ષમાં મળ્યું. નાઝી પક્ષના શરૂઆતના દિવસોમાં પણ તેને કરોડપતિ હ્યુગો સ્ટીન્સ તરફથી આર્થિક મદદ મળી હતી. પણ જ્યારથી રૂહરના પોલાદ અને કોલસાના રાજાઓએ તેને ટેકો આપવાનું નક્કી કર્યું, ત્યારથી જ હિટલરની સત્તા માટેની કૂચ ઝડપી બની. ૧૯૨૭ માં કોલસાનો આગેવાન ઈજારદાર કિર્ડોફ નાઝી પાર્ટીમાં ભળ્યો. તરત જ પોલાદ સંઘના પ્રમુખ થાયસેન અને ૧૯૩૦ માં રાઇશબેન્ક (બેંક ઓફ ઇંગ્લાંડના જેવી જર્મનીની મોટામાં મોટી બેંક) નાં પ્રમુખ શાટે તેનું અનુકરણ કર્યું ૧૯૩૧ માં જ્યારે મૂડીવાદીઓ માટે ભવિષ્ય અંધકારમય હતું, ત્યારે રૂહરના કોલસાના ખાણ માલિકોના મંડળે (કિર્ડોફ જેનો પ્રમુખ હતો) એક ઠરાવ પસાર કરી કોલસાના પ્રત્યેક ટન પર દરેક સભ્યે ૫૦ ફેનીંગ (લગભગ છ આના) નાઝી ફાળામાં ભરવા એવું ઠરાવ્યું. આ જાતની આર્થિક મદદથી જ હિટલર પોતાની વિશાળ સભાઓ યોજી શકતો અને પોતાનાં ત્રાસવાદી એસ. એસ. અને એસ. એ. દળોને ચાલુ રાખી શકતો.

હિટલર સત્તામાં આવ્યો, ત્યારે જર્મન મૂડીદારોને, પોતે જે કૈં ખર્ચ કર્યું હતું, તેનો બદલો વ્યાજ સહિત મળી ગયો. તરત જ કામદાર સંઘો વિખેરી નાખવામાં આવ્યા, તેમનાં ફંડ જપ્ત કરવામાં આવ્યાં. ૧૯૩૪ ના જાન્યુઆરીએ કામદાર વિષયક કાયદાથી કારખાનાના માલિકને પોતાના કારખાનાનો 'નેતા' (ફુહરર) બનાવવામાં આવ્યો અને મજૂરો તેના અનુયાયીઓ બન્યા. પોતાના અનુયાયીઓ પર આ 'નેતા' ને કેટલી વિશાળ સત્તાઓ આપવામાં આવી હતી, એ આ કાયદાના નીચેના ટાંચણ પરથી જણાઈ આવશે:

> "કારખાનાંની પ્રત્યેક બાબતમાં કારખાનાંના 'નેતા'નો મત નિર્ણાયક છે, તેના અનુયાયીઓનો નહિ. પ્રત્યેક કારખાનામાં નેતાએ જ મજૂરો માટે નિયમો ઘડી કાઢવા જોઈએ. આ નિયમોમાં નીચેની બાબતોનો સમાવેશ થવો જોઈએ. (૧) કામ શરૂ કરવાનો, પૂરું કરવાનો તથા છુટ્ટીનો સમય. (૨) મજુરી આપવાનો વખત અને પદ્ધતિ (૩) કોન્ટ્રાક્ટ અને છૂટક કામનું ધોરણ (૪) દંડ વસૂલ કરવાની પદ્ધતિ, તેની રકમ અને તે ઉઘરાવવાની પ્રથાઓ (૫) યોગ્ય નોટિસ આપ્યા વગર પણ જે જે કારણોસર મજૂરને રજા દઈ શકાય એ કારણોની નોંધ."

બીજા શબ્દોમાં કહીએ તો કામના કલાકો, છૂટક કામના દર તથા કામદારોની સ્થિતિ વિષયક અન્ય નિર્ણયો કારખાનાના માલિકની આપખુદ ઇચ્છા પર જ રહે! એ ખરું છે કે પોતાને અન્યાય થયો છે તેવું માનનારા મજૂરો 'કારખાનાંમાં શાંતિ જાળવવા માટે જવાબદાર' એવા 'મજુરોના ટ્રસ્ટી'ને અપીલ કરી શકે છે; પણ આ ટ્રસ્ટી કાં તો મૂડીવાદીઓ અથવા તેમના પ્રતિનિધિઓ (જેમકે રહાઇનલેન્ડના એક પોલાદ અને લોખંડના કારખાનાંના પહેલાંના મેનેજરને બ્રેન્ડન બર્ગનો ટ્રસ્ટી બનાવવામાં આવ્યો હતો) હોય છે; એટલે આ અપીલ કરવાના હક્કની કંઈ બહુ કિંમત નથી.

જર્મન ઈજારદારો માટે નાઝી રાજ્ય કેટલું કીંમતી નીવડ્યું છે એ ૧૯૩૩ની શરૂઆતમાં હિટલર સત્તામાં આવ્યો ત્યારથી મજૂરીના દર તથા મૂડીવાદીઓના નફા કઈ રીતે ઘટયાવધ્યા છે એ પરથી સ્પષ્ટ જણાઇ આવે છે. જે મજૂરી પર મંદીના કાળમાં મોટામાં મોટા શકય કાપ મૂકવામાં આવ્યા હતા તે ફરી ૧૯૩૩માં ઘટાડવામાં આવી; અને ત્યારથી આજ સુધી એ (સરકારી આંકડાઓ પ્રમાણે જ!) સતત રહી છે. ૧૯૩૮ સુધીમાં જીવન ધોરણ ૨૦ ટકા જેટલું ઉંચું ગયું હતું; એટલે એ સ્પષ્ટ થાય છે કે પાંચ વર્ષના ફાસિવાદી કારોબાર પછી મંદીના દિવસો કરતાંયે મજૂરીના દર પ્રમાણમાં ઠીક ઠીક નીચા જઇ ચૂકયા હતા, એ જ સમયે કામના કલાકો વધારવામાં આવ્યા હતા. ઉદ્યોગોમા અને ખાસ કરીને શસ્ત્રોત્પાદનના કારખાનામાં અઠવાડિયું ૬૦ કલાકનું ગણાતું શરૂ થયું હતું. ૧૯૩૩થી ૧૯૩૮ સુધીના આ જ સમય દરમિયાન બર્લિન સ્ટોક એકસચેંજ અનુસાર તમામ શેર પરનું ડિવિડંડ બમણું થઇ ગયું હતું. સરકારી આંકડા પરથી ગણી કાઢેલી કુઝીંસ્કીની ગણત્રી પ્રમાણે તમામ મજૂરો અને પગારદાર નોકરોની આવક ૧૯૩૨ થી ૧૯૩૭ વચ્ચે ૨૪ ટકા જેટલી વધી હતી (ખાસ કરીને કામદારોની સંખ્યામાં વધારો થવાથી જ આ આવક વધવા પામી હતી) જ્યારે કારખાનાંના માલિકો અને 'બીજાઓ'ની તમામ આવક ૧૪૮ ટકા વધી હતી. આ 'બીજાઓ'માં દુકાનદારો, ધંધાદારીઓ વગેરે આવી જાય છે; એટલે એ શકય છે કે માત્ર કારખાનાના માલિકોની આવક તો આ કરતાં પણ વિશેષ હશે!

ઘણા માણસો માને છે કે નાઝી શાસન નીચે, રાજ્ય મૂડીવાદીઓ અને મજૂરો બંને પર સરખા પ્રમાણમાં નિયમન કરે છે. પણ આ તો એક પૂરેપૂરો ભ્રમ છે. એ ખરું છે કે નાના મૂડીવાદીઓની પ્રવૃત્તિઓ પર નાઝીઓએ ઘણા પ્રતિબંધો મૂકયા છે પણ મોટા ઈજારદારોની તાકાત અને અસર ઘણે મોટે અંશે વધી ગયાં છે. નાઝીઓ અને જર્મન શરાફી મૂડી વચ્ચેના ખરા સંબંધોનો ખ્યાલ જે ઉદ્યોગો આજ તક રાજ્ય હસ્તક હતા તે ખાનગી મૂડીદારોને પાછા સોંપી દેવામા આવ્યા તે પરથી મળી રહે છે. નાઝીઓ સત્તામાં આવ્યા ત્યારથી તેમણે આ નીતિ અપનાવી છે.

જર્મન પ્રજાતંત્રના સમયમાં સરકારી જરૂરિયાતો માટે માલ પેદા કરતી કોલસાની ખાણો અને વહાણો બાંધતાં કારખાનાં જેવા અનેક ઉદ્યોગોમાં રાજ્યે સારો એવો હિસ્સો મેળવ્યો હતો. બીજી અનેક કંપનીઓને કટોકટી દરમિયાન નાદાર બનતી અટકાવવા માટે રાજ્યે તેમના પણ કેટલાયે શેર ખરીદ્યા હતા. આમ ત્રણે આગળ પડતી બેંકોની મૂડીનો ઠીક ઠીક ભાગ રાજ્યના હાથમાં હતો. ડ્રેસ્ડનર બેંકમાં તો રાજ્યની ૯૦ ટકા મૂડી હતી. પણ ૧૯૩૬ સુધીમાં તો આ બધું ફરી ખાનગી હાથોમાં સોંપાઈ ગયું હતું. (નાઝી કાર્યક્રમમાં તમામ જોઇંટ સ્ટોક કંપનીઓના રાષ્ટ્રીયકરણની માગણી હતી; પણ એક વખત સત્તામાં આવ્યા પછી આ બધું જરૂર પડયે સગવડે ભૂલાઇ ગયું.) આજ પ્રમાણે ૧૯૩૨માં નાદારીની અણી પર આવી ઉભેલ સ્ટીલ ટ્રસ્ટના મોટા ભાગના શેરો તેમના ભાવ કરતાં ત્રણ ગણી કિંમતે રાજ્યે ખરીદી લીધા હતા. પણ ૧૯૩૬ સુધીમાં આ બધા શેરો પણ ખાનગી માલિકીના બની ચૂકયા હતા. મંદીના કાળમાં હામ્બુર્ગ દક્ષિણ અમેરિકા જહાજ કંપનીની શેરની મુડીના ૮૦ ટકા રાજ્ય હસ્તક હતા. આ મૂડી પણ રાજ્યે બેંકો અને જહાજ કંપનીઓને ૧૯૩૬મા પાછી સોંપી દીધી. આજ પ્રમાણે, ઉત્તર જર્મનીના જહાજ બાંધકામના વિશાળ કારખાના એટલાસના તમામ શેર સ્ટીન્સ કંપનીને આપી દેવામાં આવ્યા. સાથોસાથ પ્રુશિયન રાજ્યની તેજુરીમાં જે યુનાઇટેડ અપર સાઇલેશિયન ફાઉન્ડ્રીઝ કંપનીના શેર હતા તે અને કોલોન તથા ફ્રાંકફર્ટ સુધરાઈની રોસેનરી કોલસાની ખાણના હકકો ક્રુપ્સના નામ પર કરી દેવામાં આવ્યા. છેવટ, વહાણ બાંધતા ડ્રેશમાર્ગ કારખાનાના શેર પણ ખાનગી હાથોને સુપ્રત કરવામાં આવ્યા; જ્યારે એ જ વખતે કોઈ વિચક્ષણ જોગાન જોગ થતાં તેના ડીરેકટરોમાં ગોરીંગના ભાઈનો ઉમેરો કરવામાં આવ્યો! આમ નાઝી પક્ષના ફંડમાં રોકાયેલાં પોતાનાં નાણાંનું જર્મન ઇજારદારોને ઉદાર વ્યાજ મળ્યું એટલું જ નહિ પણ તેમની મૂડીયે વધારી દેવામાં આવી!

એ ખરૂં છે કે હરમાન ગોરીંગ વર્કસના નામે ઓળખાતા વિખ્યાત ટ્રસ્ટમાં અર્ધા ઉપરાંત શેર રાજ્યના હાથમાં છે; પણ તેનું ખરૂં કારણ એ છે કે મૂળે તો આ કારખાનું મધ્ય જર્મનીના હલકી જાતના લોઢાનો ઉપયોગ કરવા માટે સ્થપાયુ હતું. આ લોઢાને રૂહરના પોલાદના રાજાઓ પૂરતું નફાકારણ ગણતા નહોતા. આ કંપનીની ઓસ્ટ્રિયન શાખામાં બે સ્ટીલ ટ્રસ્ટના ડાયરેકટરો છે. આ શાખા આલ્પાઈન મિનરલ ટ્રસ્ટ ચલાવે છે. જેમાં સ્ટીલ ટ્રસ્ટનો હિસ્સો છે. આ રીતે ગોરીંગ વર્કસથી એ સિદ્ધ નથી જ થતું કે, ઉદ્યોગો પર રાજ્યનો કાબુ છે. ઉલટાનુ નાઝી પક્ષના નેતાઓ અને જર્મન ઇજારદારી મૂડીપાતઓ વચ્ચેનો સંબંધ કેટલો ઘાટો છે એજ આથી સિધ્ધ થાય છે.

નાઝી રાજ્યની સ્થાપનાથી સસ્તી મજૂરી અને રાજ્યની મિલ્કતની પોતાના હાથોમા સોંપણી એ બે જ લાભો જર્મન મૂડીવાદીઓને નથી મળ્યા

( અલબત્ત, આમાં યહુદી મૂડીવાદીઓ અપવાદરૂપ છે; કારણ કે તેમની મૂડી જપ્ત કરીને તેમના વધારે તાકાતવાન 'આર્ય' હરીફોને સોંપી દેવામાં આવી હતી.) પોતાના માલ માટેની બજારો વિસ્તૃત કરવા અને પોતાની મૂડીનું રોકાણ કરવા નવાં સંસ્થાનોની શોધ માટે જર્મન શરાફી મૂડીવાદીઓને દુનિયાના નવા ભાગલા પાડવા માટે તૈયાર થવાનુંજ હતું. આ માટેનું પહેલું પગલુ વિશાળતમ પાયા પરનું શસ્ત્રોત્પાદન હતું. આમાં બીજો વધારાનો લાભ એ હતો કે જનતાની ખરીદ શકિત વધાર્યા વગર ભારે ઉદ્યોગના ઈજારદારોને અમર્યાદિત વરધી આપવી શકય હતી! ગોરીંગે 'અમારે માખણ નહિ, પણ બંધૂકો જોઇએ'નું સુત્ર ઉચ્ચારી થોડા સમય માટે તો મૂડીવાદીઓના જાલીમ નફા અને સસ્તી મજૂરીના સ્વપ્નાંને મૂર્ત કરી દીધું!

## વિશ્વવિજયનું પ્રથમ પગથિયું: યુરોપ પર વિજય

**આ** પછીનું બીજું પગથિયું, આ રીતે જમા થએલ શસ્ત્રશકિત અને ભોમભીતર પાંચમી કતારની પ્રવૃત્તિની મદદથી યુરોપ પર આર્થિક હકુમત મેળવવી અને વર્સેલ્સની સંધિથી બનાવવામાં આવેલી સરહદોને ભૂંસી નાખવી એ હતું. ૧૯૩૫માં સાર તથા તેનો કોલસા અને લોઢાનો ઉદ્યોગ જર્મનીને પાછો સુપ્રત કરવામાં આવ્યો. ૧૯૩૬ માં હિટલરી સૈન્યોએ રહાઇનલેંડ પર કૂચ કરી. ૧૯૩૮ના જાન્યુઆરીમાં ઓસ્ટ્રિયા પર, ૧૯૩૮ના સપ્ટેમ્બરમાં ઝેકોસ્લોવાકિયાના સુડેટન પ્રદેશ પર અને ૧૯૩૯ના માર્ચમાં પ્રાગ પર તેમણે પોતાની સત્તા જમાવી. ૧૯૩૬ થી ૧૯૩૮ સુધી નાઝી સૈનિકો, તોપ અને વિમાનો મુસોલીનીના ફાસિસ્ટોના સહકારમાં સ્પેનીશ પ્રજાતંત્રની લોકસરકારને ઉથલાવી પાડવા સ્પેનમાં ત્રાસ વર્તાવતાં રહ્યાં.

સ્પેનિશ ફાસિસ્ટોને આ મદદ, કેવળ સિધ્ધાંતોની સમાનતાને કારણે જ નહોતી મળી. ક્રુપ્સ, સ્ટીલ, ટ્રસ્ટ, સીમેન્સ, આઈ. જી. ફાર્બન (રસાયણિક ટ્રસ્ટ) જેવા જર્મન ઇજારદારી મૂડીવાદીઓના સ્પેનનાં વિપુલ ખનિજ ભંડારોમાં હિતો હતાં. વધુમાં, સ્પેનના પ્રત્યાઘાતી વડા પ્રધાન ગીલ રોબલ્સે, ૧૯૩૬ની ચુંટણીમાં 'પ્રજાકીય મોરચા'ના હાથે પોતાની હાર થઈ એ પહેલાં, ખનિજોની બાબતમાં વધુ છૂટછાટ આપવાનું વચન આપ્યું હતું. એટલે સ્પેનની ખાણો જર્મન શરાફી મૂડીદારોના લાભાર્થે જ ખોદી શકાય એ માટે સ્પેનની પ્રજાકીય મોરચાની સરકારને લોહીની નદીઓમાં તારાજ કરવીજ જોઇએ. આવી રહેલા મહાયુધ્ધ માટેની નાઝી લશ્કરની તૈયારીની પરીક્ષા કરવામાં પણ સ્પેનનું આ યુધ્ધ કામ આવ્યું.

જર્મન શરાફી મૂડીદારોનો આખરી ઉદ્દેશ વિશ્વવિજય કરતાં તલભાર પણ ઓછો નહોતો. પહેલા વિશ્વયુધ્ધમાં તેઓ જે સામ્રાજ્ય મેળવી શકયાં નહોતા એ સામ્રાજ્ય દુનિયાના બીજી વારના ભાગલાની લડાઈમાં મેળવવાની તેમની

ખ્વાહીશ હતી. તેમના પ્રતિનિધિઓ જણાવતા હતા તેમ માત્ર જરૂરી કાચો માલ મેળવી શકાય એટલા માટે જ તેમને સામ્રાજ્ય જોઈતું નહોતું. પરંતુ તેમનો ઉદ્દેશ તો હતો, સાંસ્થાનિક શોષણમાંથી પોતાને માટે બને તેટલો ઊંચો નફો ભેગો કરવાનો.

બીજા શાહીવાદી દેશોનાં સંસ્થાનો પચાવી પાડીને પોતાનું સામ્રાજ્ય ઉભું કરવાની તેમને ચિંતા નહોતી. જો કે વખત આવતાં એ રસ્તે પણ તેઓ જરૂર જવાંના હતા. નાઝીઓની "નવી વ્યવસ્થા" ઉભી કરવાની દિશામાં તેમનું પહેલુ પગથિયું તો હતું, યુરોપની જીત અને યુરોપ પર આર્થિક હકુમત; તેમનો પહેલો ઉદ્દેશ હતો યુરોપને એક વિશાળ સંસ્થાનમાં પલટાવી નાખવાનો. આ વિશ્વયુદ્ધ દરમિયાન, કેટલી હદે આ સાધી શકાયું છે એ, યુરોપમાં જર્મન મૂડીનો પગપેસારો એ વિષય પરનો આંતરમિત્રરાજ્યની સમાચાર સમિતિનો અહેવાલ દર્શાવે છે. જ્યાં જ્યાં નાઝી લશ્કરોએ જીત મેળવી છે ત્યાં ત્યાં જર્મન શરાફી મૂડીવાદીઓ લૂંટ ભેગી કરવા તેમની પાછળ ગયા છે. આપણે આગળ જોયું છે તેમ નાઝીઓએ ફરી ખાનગી હાથોમાં મૂકેલી અગ્રગણ્ય જર્મન બેંકો ઓસ્ટ્રિયા, ઝેકોસ્લોવાકિયા, યુગોસ્લાવિયા અને આલ્સાસ-લોરેનની બેંકોને ખાઇ ગઇ તથા બેલ્જીયમ, ફ્રાંસ અને પોલાંડમાં ખુદ તેમણે પોતાની શાખાઓ ખોલી. આલ્સાસ-લોરેનના ભારે ઉદ્યોગો, રૂહરના પોલાદના રાજાઓ (જેમાં સ્ટીલ ટ્રસ્ટ ઘણો મહત્વનો ભાગ ભજવે છે) ના 'ટ્રસ્ટીપણા' નીચે મૂકવામાં આવ્યા, સ્ટીલ ટ્રસ્ટે હોલાંડના પોલાદના કારખાનાના શેર પણ ખરીદી લીધા. હરમાન ગોરીંગ કારખાનાંને ભાગે, ઝેકોસ્લોવાકિયાના મુખ્ય ત્રણમાંથી મોટામાં મોટાં બે લોઢાનાં કારખાનાં, સ્કોડાનું વિખ્યાત શસ્ત્રસરંજામનું કારખાનું, તોપો બનાવવાનું બ્રેનનું કારખાનું, યંત્રના બે વિશાળ કારખાનાં અને ઝેકોસ્લોવાકિયાની તમામ કોલસાની ખાણો આવી. ઝેકોસ્લોવાકિયાનું લોખંડનું ત્રીજું મોટું કારખાનું બીજી જર્મન-કંપનીને મળ્યું. ફ્રાંસના દ વેન્ડેલના લોખંડ અને પોલાદના જંગી કારખાનાંનું 'ટ્રસ્ટીપદ' પણ તેને આપવામાં આવ્યું. પોલેંડમાં તેણે અપર-સાઇલેશિયાની-કોલસાની ખાણો કબજે કરી. યુક્રેનમાં ક્રીવોઇ રોગની કોલસાની ખાણો અને નીકોપોલ નજીક મેંગેનિઝની ખાણો પણ તેણે પોતાના હાથમાં લીધી. રૂમાનિયા તો જર્મનીનું 'મિત્ર' હતું. પણ ત્યાંયે ભારે ઉદ્યોગોનો ઘણો મોટો ભાગ જર્મનોના હાથમાં જતો રહ્યો. લોખંડ અને એંજીનનાં કારખાનાં, મલાક્ષાની ધાતુની વિશાળ કંપનીઓ અને પ્લોએસ્તીના થોડાક તેલના કુવાઓ પણ તેના હસ્તક ચાલ્યા ગયા. રસાયણ અને રંગ બનાવતાં ટ્રસ્ટ આઇ. જી. ફાર્બને દક્ષિણ-પૂર્વ યુરોપમાંનું મોટામાં મોટું ઉસ્ટીમાંનું ઝેકોસ્લોવાકિયાનું રસાયણનું કારખાનું લઈ લીધું. પોલાંડમાં રંગનું કારખાનું, નોર્વેમાં એલ્યુમિનિયમનું કારખાનું અને ક્રોટિયામાં વિજળીનું કારખાનું-આ બધાં પણ તેને ખાતે જમાં થયાં. ફ્રેંચ રંગ-ઉદ્યોગ સાથે મળીને તેણે એક મોટી નવી કંપની ખોલી; જેમાં

તેના શેર ૫૧ ટકા હતા. આમ તેણે ફ્રેંચ રંગ ઉદ્યોગ પર પણ કાબુ મેળવ્યો. જ્યારે બીજા કહેવાતા મિત્ર બલ્ગેરિયામાં, રાજ્ય હસ્તકના રસાયણના કારખાનાંપર તેમણે મોટા ભાગનો કાબુ મેળવી લીધો.

જર્મન મૂડીએ મેળવેલ હોય એવી કંપનીઓની નામાવલિમાંથી અહીં તો થોડીક આગળ પડતી કંપનીઓનાં જ નામ આપ્યાં છે. આ ઉપરાંત, હજારો નાની નાની કંપનીઓ જપ્ત થઇ છે યા તો કબજાના ખર્ચની ઉપજમાંથી ખરીદાઈ ગઇ છે અહેવાલ કહે છે તેમ, માત્ર પોલેંડમાં જ 'લગભગ ૯૦૦૦ મોટાં પોલીશ કારખાનાં અને હજારો નાનાં નાનાં કારખાનાં ઉપરાંત ૬૦,૦૦૦ વેપારી પેઢીઓ તથા ૨૦ લાખ હેકટર જમીન કાંઇ પણ રીતનો બદલો આપવાની વાત પણ કર્યા વિના જર્મનોએ ખુલ્લેખુલ્લા કબજે કર્યાં છે.' શાહીવાદનું નગ્ન અને ભયંકરમાં ભયંકર સ્વરૂપ જર્મન ફાસિવાદમાં આ રીતે આપણી સામે પ્રત્યક્ષ થાય છે; અને દુનિયાને આર્થિક ગુલામ બનાવી તેનું શોષણ કરવાનો તેનો ઉદ્દેશ છે.

પોતાની આ શાહીવાદી મુરાદો પાર પાડવા માટે, જે બે દેશોના મૂડીવાદીઓને આ જ જાતની મુરાદો હતી એ ઇટાલી અને જપાન સાથે સ્વાભાવિક રીતે જ જર્મનીએ પ્રથમ મૈત્રી સાધી. આ બંને દેશોએ તો જર્મની પહેલાં જ ફાસિવાદી રાજ્યપદ્ધતિ અપનાવી હતી ૧૯૩૬માં જર્મની અને જાપાને 'સામ્યવાદના સામના'ના ઓઠાં હેઠળ એક સંધિ કરી. એક વર્ષ બાદ ઈટાલી પણ તેમાં જોડાયું. આ સંધિ સોવિયેત સંઘની વિરૂદ્ધ છે એમ કહેવાતું હતું; પણ એ સંધિ મૂડીવાદી પ્રજાતંત્રોની પણ એટલા જ અંશે વિરૂદ્ધમાં હતી

મૂડીવાદી દેશો, નવા વિગ્રહ દ્વારા સોવિયેતના ભોગે મૂડીવાદની મુશ્કેલીઓનો ઉકેલ લાવવાનો પ્રયત્ન કરશે એવા ભય સામે સોવિયેત સંઘ સતત ચેતતું રહેતું હતું. આ ભયનો સામનો કરવા માટે સોવિયેતના લોકોએ ભવ્ય કુરબાનીઓ આપી. પોતના જીવન-ધોરણના વિકાસની ઝડપને ધીમી પાડીને તેમણે પોતાની આર્થિક અને લશ્કરી તાકાત વિસ્તારી. સાથોસાથ શાંતિ જાળવી રાખવા માટે સોવિયેત સંઘે પોતાની તમામ શક્તિ ખર્ચી અને સામુદાયિક સલામતિને વાસ્તવિક સ્વરૂપ આપવા માટે તમામ પ્રયત્નો કર્યા. આ જ દ્રષ્ટિથી, જર્મની અને જાપાન પ્રજાસંઘમાંથી નીકળી ગયા એ પછી ૧૯૩૪માં સોવિયેત પ્રજાસંઘમાં જોડાયું. ૧૯૩૪ની ઇટાલીની એબીસિનિયા પરની ચડાઈ વખતે ઈટાલી સામે આર્થિક પ્રતિબંધો મૂકવાની દ્રઢ માગણી પણ તેણે ઉઠાવી; અને ૧૯૩૬-૩૭માં સ્પેનના મામલામાં "દરમિયાનગીરી ન કરવાની" નીતિ ફેરવવા તમામ પ્રયત્નો કર્યા.

પરંતુ બ્રિટન અને ફ્રાંસનો રાજકર્તા-વર્ગ ફાસીવાદી ભયથી પૂરેપૂરો જાગૃત હોવા છતાં પોતાની સોવિયેત વિરોધી નીતિ છોડી શકયો નહિ; પરિણામે,

આ પરિસ્થિતિમાંથી માર્ગ કાઢવા ફાસીવાદીઓને ખુશ કરવાની નીતિ અનુસરવાનો તેણે પ્રયાસ કર્યો. આ નીતિનું રહસ્ય એ હતું કે નાના અને નબળા દેશો પર નાઝીઓ સત્તા જમાવે તેની સામે આંખ આડા કાન કરવા; અને પોતાનાં સામ્રાજ્યો અકબંધ રહે તથા ફાસિસ્ટો પોતાની શાહીવાદી મુરાદો પાર પાડવા સોવિયેત પર આક્રમણ કરે એ ધોરણે ધરી રાજ્યો સાથે સંધિ કરવાનો પ્રયત્ન કરવો.

અહીં એ જાણવું જોઈએ કે, ફાસિસ્ટોને રાજકીય રીતે ખુશ કરવાની નીતિની સાથોસાથ આર્થિક અને શરાફી દૃષ્ટિએ ખુશ કરવાની નીતિ પણ ચાલુ જ હતી. મ્યુનીચના દગા પછી થોડા જ વખતે બ્રિટિશ ઉદ્યોગ સંઘ અને રેઇશગ્રુપ ઉદ્યોગો (જર્મનીનો ઉદ્યોગ સંઘ) વચ્ચે અવિધિસરની મંત્રણાઓ શરૂ થઈ. આ મંત્રણાઓ ચાલુ હતી તે દરમિયાન જ હિટલરે પ્રાગ પર હુમલો કર્યો પણ મંત્રણાઓ તો ચાલુ જ રહી અને "બંને દેશોની જરૂરિયાતોને પહોંચી વળવા પૂરતો ચલણનો જથ્થો મળી રહે" એટલા માટે સહઉત્પાદનના પ્રયત્ન અને આર્થિક સહકાર કરવાના સિદ્ધાંત પર બંને વચ્ચે સમાધાન થયું. આનું પહેલામાં પહેલું પરિણામ એ આવત કે હજુ વધારે યુદ્ધનો શસ્ત્રસરંજામ જર્મનીમાં આયાત કરવાને માટે આર્થિક રીતે જર્મની શક્તિમાન થયું હોત ખરી રીતે તો આ સમાધાન આર્થિક મિત્રાચારીની એક સંધિ જ હતી અમેરિકાના ગૃહમંત્રી કોર્ડલ હલે જ્યારે જુનમાં ફરી મંત્રણાઓ શરૂ થઈ ત્યારે આવી સંધિ તરીકે જ તેની સખ્ત ટીકા કરી હતી. તેણે સ્પષ્ટ જણાવ્યું હતું કે નિકાસ વધારવાના સંયુક્ત પ્રયત્નો અમેરિકાના ભોગે જ હોઇ શકે અને એટલા માટે તેણે વળતાં પગલાં લેવાની ધમકી પણ આપી. આમ, સોવિયેત સંઘ પરના ફાસિસ્ટ આક્રમણ સામે આંખ આડા કાન કરીને બ્રિટિશ શરાફી મૂડીદારો પોતાના સૌથી વધુ શક્તિશાળી વ્યાપારી હરીફ અમેરિકાના ભોગે જર્મની સાથે સંધિ કરવાની પણ આશા રાખતા હતા. બ્રિટિશ ઉદ્યોગ સંઘની આ મંત્રણાઓ બાદ એક અગ્રગણ્ય જર્મન અધિકારી હેર વોલ્ટાટ અને બ્રિટિશ પરદેશી વ્યાપાર ખાતાના ધારાસભા મંત્રી મિ. હડસન વચ્ચે, જર્મનીને ૫૦૦ કરોડ પાઉંડની લોન ધીરી આર્થિક મદદ કરવાના સંબંધમાં 'વાતચીતો' થઇ. આ વાતચીતો ચાલતી હતી ત્યારે બીજી બાજુથી સોવિયેત સંઘ સાથે પણ રક્ષણાત્મક સંધિના સવાલ પર મંત્રણાઓ ચાલી રહી હતી! શાંતિ અને મૈત્રીના કરારો દ્વારા જ નાઝી આક્રમણને અટકાવી શકાય તેમ હતું પણ આવા કરારો ઉભા કરવાના સોવિયેત સંઘના તમામ પ્રયત્નોનો ચેમ્બરલેનની સરકારે ભુક્કો બોલાવી દીધો. હવે આજે વિશ્વયુદ્ધ ચાલુ છે ત્યારે બ્રિટન અને સોવિયેત વચ્ચે સહકાર સધાયો છે. આ સહકાર સધાયો છે એ હકીકતે આખા યુદ્ધનું સ્વરૂપ બદલી નાખ્યું છે; કારણ કે ફાસિવાદનો સંપૂર્ણ વિનાશ થશે એની એ ખાત્રી છે. હવે જર્મન

શરાફી મૂડીના હિતોના રક્ષણનો સવાલ જ ઉભો થતો નથી. આ કારણસર આ સહકાર અને મૈત્રી પ્રત્યેક દેશના મજદૂર વર્ગના લાભમાં જ છે; કારણ, ફાસિવાદના નાશની સાથે તમામ સ્થળે પ્રત્યાઘાતી બળો નબળા પડશે; (એથી જ તો મ્યુનિચવાદીઓ ફાસિવાદના નાશથી ડરે છે!) અને એ રીતે, સોવિયેત સંઘની બહારના દેશોમાં મજૂર ચળવળનું ભાવિ જેટલું આજે ઉજ્જવળ છે તેટલું ગત મહાયુધ્ધ પછી કદિયે નહોતું!



## ૬

# યુધ્ધ અને યુધ્ધ પછીની દુનિયા

**આ**ર્થિક અને સામાજિક ક્ષેત્રમાં યુધ્ધે ઘણા નવા પલટા આણ્યા છે. ખાસ કરીને યુધ્ધ પહેલાં ખાનગી માલિકી નીચે ચાલતાં કેટલાંયે આર્થિક તંત્રો રાજ્યને લઇ લેવાની ફરજ પડી છે. આ હકીકતથી એ પ્રશ્ન ઉપસ્થિત થાય છે કે આ બધા ફેરફારોએ, મૂડીવાદી સંબંધોમાં અથવા તો યુધ્ધ પહેલાંના મૂડીવાદના વહેણના સ્વરૂપમાં કેટલા પ્રમાણમાં પલટો આણ્યો છે. વિશાળ દ્રષ્ટિએ જોતાં, યુધ્ધ કાળમાં કયા માલનું ઉત્પાદન થવું જોઈએ એ રાજ્ય નક્કી કરે છે; પણ ખરેખર ઉત્પાદનનું કામ તો ખાનગી કારખાનાં જ કરે છે. મોટી પેઢીઓ 'મુખ્ય એજંટ' તરીકે સરકાર માટે સીધો માલ ઉત્પન્ન કરે છે જ્યારે નાની કંપનીઓ મોટી કંપનીઓના પેટા કંટ્રાકટો લઈને આડકતરી રીતે સરકાર માટે કામ કરે છે શસ્ત્રો ઉત્પાદન કરતાં સરકારી કારખાનાં બાદ કરતાં હજુ પણ ઉત્પાદન નફા માટે જ કરવામાં આવે છે; અને મોટા ભાગની કંપનીઓ યુધ્ધ પહેલાં કરતી હતી તેના કરતાં ઘણો વધારે નફો આજે કરી રહી છે એ ખરૂં છે કે આ નફાનો થોડો ભાગ વધારાના નફા પરના કરના સ્વરૂપે સરકાર પાછો લઈ લે છે; પણ લડાઇ જીતવા માટે આટલી કીંમત આપવા મૂડીવાદીઓ તૈયાર છે. મજૂરીનું શોષણ અને વધારાની કિંમતની હડપગીરી: આ બને મૂળભૂત મૂડીદારી સંબંધોમાં આથી કશો જ ફેર પડ્યો નથી.

કાચો માલ અને યુધ્ધ-ઉત્પાદનની વરધીની જરૂરી આપ લે, જુદી જુદી નિયંત્રણ સમિતિઓ (પોલાદ નિયંત્રણ સમિતિ, યંત્ર નિયંત્રણ સમિતિ વિ.) મારફત થાય છે. સરકાર આ નિયંત્રણ સમિતિઓ ઉભી કરે છે અને સરકાર વતી તે કામ કરે છે. જે ઉદ્યોગો પર અંકુશ મૂકવાના હોય તે ઉદ્યોગોના અગ્રગણ્ય કારખાનાંના કાર્યવાહકોમાંથીજ આ નિયામક સમિતિઓના સભ્યો લેવામાં આવે

છે. દાખલા તરીકે પ્રધાન મંડળના પૂરવઠા ખાતા સાથે સંબંધ ધરાવતી જુદી જુદી 'નિયામક સમિતિઓમાં ઇમ્પીરિયલ કેમિકલ ઈન્ડસ્ટ્રિઝના કંઇ નહિ તોયે ૬૧ પ્રતિનિધિઓ છે; જ્યારે 'રાષ્ટ્રીય ખર્ચ પરની ખાસ સમિતિ'એ પોતાના એક છેલ્લા અહેવાલમાં દર્શાવ્યું છે તેમ, લોખંડ અને પોલાદ નિયામક સમિતિના મોટા ભાગના માણસો તરીકે તો "લોખંડ અને પોલાદ સંઘના કાર્યવાહકોને જ સરકારી ગણવેશો પહેરાવી મૂકી દેવામાં આવ્યા છે."

કયા માલનું ઉત્પાદન કરવું એ વ્યક્તિગત મૂડીવાદીઓને બદલે આજે સરકાર નક્કી કરે છે એ ખરું છે; છતાં પણ ઉપરની વાત પરથી એ સાબીત થાય છે કે મૂળભૂત મૂડીવાદી સંબંધો ઉપર ખાસ કોઇ તરાપ પડતી નથી. યુદ્ધે રાજ્ય-મૂડીવાદને વિસ્તાર્યો છે; તેના પરિણામે મોટા ઇજારદારોની સ્થિતિ તો સધ્ધર થઈ છે.

પણ યુદ્ધ દરમિયાન એક એવી હકીકત બની છે કે, તેણે મૂડીદારો અને મઝદૂરો વચ્ચેના સંબંધો પર ઉંડી અસર કરી છે. અને તે છે સંયુક્ત ઉત્પાદન સમિતિઓની સ્થાપના. યુદ્ધ સામગ્રીનું ઉત્પાદન શકય તેટલું વધારવાની આજે જરૂરિયાત ઉભી થઇ છે. આને લઇને યુદ્ધ પ્રયાસોની ઝડપ વધારવા યંત્રો સંભાળતા મઝદૂરોના અનુભવ અને પહેલનો ઉપયોગ કરવો જ જોઇએ એ હકીકત એન્જિનિયરીંગનાં કારખાનાંના માલિકોને સ્વીકારવી પડી છે. આથી તેમણે કબુલ કર્યું છે (અને ઘણે ઠેકાણે તો તીવ્ર વિરોધ પછી જ) કે મજુરો અને માલિકોનું સરખું પ્રતિનિધિત્વ ધરાવતી સંયુક્ત ઉત્પાદન સમિતિઓ ઉત્પાદનનાં તમામ અંગો પર ધ્યાન આપવા માટે પ્રત્યેક કારખાનામાં સ્થપાવી જોઈએ. આમ આ પહેલી જ વખત એન્જિનિયરીંગનાં કારખાનાંના માલિકોએ એ વાત માન્ય કરી કે "સંચાલકોના અધિકાર" હેઠળના ક્ષેત્રમાં આવતા પ્રશ્નો પર મજુરોને પોતાના અભિપ્રાય આપવાની છૂટ છે. આજ જાતની સમિતિઓ કોલસાની ખાણોમાં, વહાણો બાંધવાના કેટલાંક કારખાનામાં અને બીજા ઉદ્યોગોમાં સ્થાપવામાં આવી છે. અનુભવે દર્શાવ્યું છે કે જ્યાં જ્યાં આ સમિતિઓમાં સંચાલકોએ મજૂરો સાથે દિલ દઇને સહકાર કર્યો છે ત્યાં ત્યાં ઉત્પાદન વધારવામાં અને મુશ્કેલીઓ ઉકેલવામાં આ સમિતિઓએ ઘણો મોટો ભાગ ભજવ્યો છે. પણ જ્યાં જ્યાં માલિકોએ આ સમિતિઓનો વિરોધ કર્યો છે અને તેમની પ્રવૃત્તિઓને કુંઠિત કરી છે, ત્યાં ત્યાં મુશ્કેલીઓના નિકાલ ઘણા મોડા આવ્યા છે અને ઉત્પાદનની ઝડપ ઘણી ધીમી રહી છે. માત્ર યુદ્ધ દરમિયાન જ આ સંયુક્ત ઉત્પાદન સમિતિઓ ચાલુ રહે એમ માલિકો કબુલ થયા છે પણ મજૂરોએ સ્પષ્ટ રીતે દર્શાવ્યું છે કે સંચાલનનું ડહાપણ એ કાંઇ માત્ર માલિકોનો જ ઇજારો નથી; એટલું જ નહિ પણ પોતાની મેળે માલિકો ઉત્પાદનના પ્રશ્નોનો ઉકેલ લાવવાને અશક્તિમાન

છે; એટલે કામદારો યુદ્ધ પૂરું થયા પછી પણ સંચાલનના પ્રશ્નો પર માલિકોને ફરી પાછી આપખુદ સત્તા સહેલાઈથી નહિ જ સ્થાપવા દે.

યુદ્ધકાલીન અર્થશાસ્ત્રનું બીજું પણ એક અંગ છે જેનો નિર્દેશ જરૂરી છે. કારણ કે યુદ્ધ પછી શું થશે એ પ્રશ્ન સાથે તેનો સીધો સંબંધ છે. સર વિલિયમ બીવરિજે પોતાની માન્યતા જણાવી છે કે બેકારીનો પ્રશ્ન ઉકેલવો શકય છે; (જો કે કેવી રીતે એ તો એ પોતે પણ જાણતા નથી એમ એ કબુલ કરે છે) કારણ કે આપણા જીવનમાં બે વખત ગયા યુદ્ધ દરમિયાન અને આ યુદ્ધ દરમિયાન તેનો ઉકેલ લાવી શકાયો છે. મજૂરો પણ ખરેખર અને હક્કપૂર્વક માગણી કરશે કે જો યુદ્ધ વખતે આપણે ઉત્પાદનની યોજના ઘડી શકીએ છીએ તો શાંતિ માટે પણ આપણે યોજના ઘડવી જોઇએ. આથી એ શોધી કાઢવું જરૂરી છે કે, નાશનાં હથિયારો સર્જતી વખતે મૂડીવાદ તમામ માનવીને રોજી આપી શકવા કેમ શક્તિમાન થાય છે; ને વધારે સર્જનાત્મક ઉદ્દેશો વખતે તમામ જનતાને રોજી આપવામાં એને કેમ ભિષણ નિષ્ફળતા મળે છે.

આ પ્રશ્નનો જવાબ સીધો સાદો છે.યુદ્ધ કાળમાં યુદ્ધ સામગ્રીની માંગ અધિક હોય છે. આપણે જોયું તેમ કયો માલ પેદા કરવાનો છે એ રાજ્ય નક્કી કરે છે અને સામાન્ય રીતે મૂડીવાદીઓ આ નિર્ણય સ્વીકારે છે અને વરધી પ્રમાણે કામ કરે છે. આમ, યુદ્ધની જરૂરિયાતોને પહોંચી વળવા, ગમે તેટલી અપૂર્ણ રીતે પણ, ઉત્પાદન યોજનાપૂર્વક કરવામાં આવે છે. યુદ્ધની આ જરૂરિયાતોને લઇને બને તેટલી હદે સમાજની ખરીદશક્તિ ઘટાડવાની જરૂરિયાત જણાય છે; એટલે મજૂર શક્તિની કિંમત વધવાને બદલે ઘટે છે. આ રીતે, મૂડીવાદીઓના નફાઓ પર ખાસ કોઇ અસર થતી નથી; અને ઉત્પાદન શક્તિનો વિકાસ તથા ખરીદ શક્તિના ઘટાડા વચ્ચેનો વિરોધ થોડા સમય માટે શમી જાય છે.

શાંતિના કાળમાં આવી કોઇ અમર્યાદિત માંગ રહેતી નથી. મજૂરોની મર્યાદિત ખરીદશક્તિને લીધે રોજિંદી ચીજ વસ્તુઓની માંગ પણ મર્યાદિત બને છે. મશીનો વગેરે માલની માંગ પણ વધી શકતી નથી. કારણ કે અંતે તો એ પણ રોજિંદી ચીજ વસ્તુઓની માંગ પરજ આધાર રાખે છે. આવી સ્થિતિમાં, ઉત્પાદન શક્તિની સાથોસાથ ખરીદશક્તિ પણ વિકાસ સાધતી જાય તો જ બેકારીનો સંપૂર્ણ નાશ કરી શકાય આમ કરવા માટે મજદૂરોની રોજી વધારવી પડે અને નફાનો દર ઘટાડવો પડે. પરંતુ નફાનો દર ઘટાડવાની શરૂઆત થતાં જ મૂડીવાદીઓ મજૂરી ઘટાડવા અને ઉત્પાદન મર્યાદિત કરવા દોડે છે. આ કારણે, ઇજારદારોની તાકાત અને સત્તા ભાંગી શકાય તો જ બેકારીનો સંપૂર્ણ નાશ કરી શકાય કે જેથી નફાનો દર ઘટવા છતાંયે ઉત્પાદન શક્તિને વધારી શકાય. પણ આ હક્ક તો ઔદ્યોગિક તેમ જ રાજકીય ક્ષેત્રમાં ભીષણ લડાઇ લડયા પછી જ મળે. યુદ્ધોત્તર પરિસ્થિતિમાં

આવા ઘર્ષણોની કેવીક સંભાવના હશે ?

એ તો નિઃશંક છે કે યુરોપમાં ફાસિવાદના મુખ્ય દુર્ગનું પતન થતાં દુનિયા ભરનાં પ્રત્યાઘાતી બળો પર એક મોટો ફટકો પડશે. એ રીતે સોવિયેત તથા બ્રિટન વચ્ચેની મૈત્રી ચાલુ રહેવાથી, સોવિયેત સાથે કરવામાં આવેલા ૨૦ વર્ષના કરારથી, આ પ્રત્યાઘાતી બળો વધુ નબળાં બનશે. આટલું જ નહિ પણ તહેરાનમાં આ મૈત્રી વધુ ગાઢ બની છે પરિણામે, આપણે ઉપયોગ કરી શકીએ તો, યુદ્ધો-તર પરિસ્થિતિ મઝદૂર વર્ગ અને પ્રગતિશીલ બળો માટે ઘણી લાભદાયી હશે.

આપણે આગળ જોઈ ગયા કે જનતાના વિશાળ સમૂહનાં હિતોથી જેમનાં હિતો સમૂળગા વિરોધી છે એવાં સ્થાપિત હિતો અને પ્રત્યાઘાતી મંડળોની સંખ્યાં છેકજ નજીવી છે. તેમની સત્તા, તેમની દોલત અને ઉદ્યોગ પર તેમણે મેળવેલા પ્રભુત્વ ઉપર રહેલી છે. છતાં પણ સંયુક્ત ઉત્પાદન સમિતિઓ દ્વારા મજૂરોનું દબાણ અને યુદ્ધની પ્રતિદિન વધતી જતી માંગ બંને સાથે મળી તેમની આ સત્તામાં થોડે અંશે ગાબડું પાડવા શક્તિમાન થયાં છે. યુદ્ધના અંતે તેમની સત્તામાં હજુ વધારે મોટું ગાબડું પાડવું જોઇએ; અને તે બે રસ્તે શકય છે: એક તો, ઉદ્યોગો પરનું નિયંત્રણ વધુ મજબૂત કરવું: અને બીજું, જ્યાં જ્યાં આજના નિયંત્રણ કરવાવાળાઓ સ્થાપિત હિતોના પ્રતિનિધિઓ હોય ત્યાં ત્યાં તેમની જગ્યાએ, એવા ઉદ્યોગોના પૂંજીપતિઓથી તદ્દન સ્વતંત્ર એવા માણસો મૂકવા. આમ કરવાથી સ્થાપિત હિતોની શેહમાં દબાયા વિના ઉત્પાદનની યોજના ઘડી શકાશે. જો આમ થઈ શકશે તો યુદ્ધ પહેલાં જે 'આર્થિક સામંતશાહિ' મૂડીવાદીઓ ઉભી કરતા હતા તેના ટાંટિયા ભાંગી જશે. જેટલી હદ સુધી આપણે આ ઉદ્દેશમાં સફળ થઇ શકીશું તેટલી હદ સુધી આપણી જતના સુખી અને સમૃદ્ધ જીવન ગાળી શકે એવી રીતે આપણે આપણા શાંતિ સમયની ઉત્પાદનની યોજના ઘડવા સમર્થ થઇશું

એ તો ખરૂં છે કે સમાજની સંપૂર્ણ સમાજવાદી પુનર્વ્યવસ્થા જ વિગ્રહો, કટોકટી, ગરીબી અને બેકારીનો આખરી ફેંસલ સાધવાની બાંહેધરી આપી શકે. એ પણ નિશ્ચિત છે કે શરાફી મૂડીવાદનાં સૌથી વધુ પ્રત્યાઘાતી તત્ત્વો પોતાના નફા વધારવા માટે ઉત્પાદન ઘટાડવાની પોતાની જૂની નીતિ ફરી ચાલુ કરવાનો પ્રયત્ન કરશે; અને એ માટે તેમના માર્ગમાં આડા આવતા યુદ્ધ સમયના અંકુશો ઉઠાવી લેવાની માગણી કરશે. આ છતાં વિગ્રહ પહેલાં તેમને મન ફાવતું કરવાને જેટલું મોકળું મેદાન હતું એટલું મોકળુ મેદાન તો યુદ્ધ પછી તેમને નહિ જ રહે. બ્રિટનમાં સામાજિક વીમો, ઘર અને કેળવણીના ક્ષેત્રમાં ઘણા મહત્વના સામાજિક સુધારા દાખલ કરવાનાં વચનો રાજ્યને આપવાં પડયાં છે. આ વચનોનો તત્કાલ અમલ થવો જોઇએ એવી માગણી વારંવાર ઉઠાવવાની જરૂર છે જો બ્રિટનની કામદાર હિલચાલ એક બની આ માગણી ઉઠાવે અને માર્ગદર્શન કરે તો આ

માગણીઓનો કોઈ ઇન્કાર ન કરી શકે.

એ જ રીતે આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આટલાંટિક હકનામાંની રૂએ તમામને માટે સારી મજૂરીનાં ધોરણો, આર્થિક પ્રગતિ અને સામાજિક સલામતી મળી રહે એ માટે આર્થિક ક્ષેત્રમાં તમામ પ્રજાઓનો સંપૂર્ણ સહકાર સાધવા સંયુક્ત રાષ્ટ્રો પ્રતિજ્ઞાબંધ થયાં છે. ખોરાક અને ખેતી સંબંધમાં "હોટ સ્પ્રિંગ્ઝ"માં સંયુકત રાષ્ટ્રોની મળેલી પરિષદે આનું પરિણામ બતાવી આપ્યું છે. આ પરિષદનો ઉદ્દેશ હતો "આખી માનવજાત માટે યોગ્ય પ્રકારના ખોરાકનો પુરતો જથ્થો મળી રહે એવો પ્રબંધ કરવો." દુનિયાના લોકોને ઓછામાં ઓછા પ્રકારનો પણ પૌષ્ટિક ખોરાક પૂરો પાડવો હોય તો ખોરાકના ઉત્પાદનનો શકય તેટલો વિસ્તાર વધારવાની જરૂર છે એ હકિકત પર આ પરિષદે ખૂબ ભાર મૂકયો. યુદ્ધ પહેલાં ઉત્પાદન મર્યાદિત કરવાની આંતર રાષ્ટ્રીય યોજનાઓ ઘડાતી હતી એ દ્રષ્ટિએ "હોટ સ્પ્રિંગ્સ" ના નિર્ણયો આવકારદાયક અને ઉત્સાહજનક હતા.

આ પરિષદ પછી તરત જ **ઉનરા** (યુનાઈટેડ નેશન્સ રીલીફ એન્ડ રીહેબીલીટેશન એસોસિયેશન) ની સ્થાપના કરવામાં આવી. આ સમિતિનો ઉદ્દેશ નાઝી એડી તળેથી મુક્ત થતા દેશોના લોકોને રાહત આપવાના તાત્કાલિક પ્રબંધનો ઉકેલ કરવાનો હતો. આ "હોટ સ્પ્રિંગ્ઝ" અને 'ઉનરા' પરિષદોની નીતિ ઘડવામાં સોવિયેત સંઘે આગળ પડતો ભાગ ભજવ્યો હતો એ હકીકત આંતર રાષ્ટ્રિય સબંધોમાં થયેલી ઉન્નતિની સૂચક છે.

યુદ્ધ પહેલાં બ્રિટનમાં, સોવિયેત વિરૂદ્ધ બ્રિટન, ફ્રાંસ, ફાસિસ્ટ જર્મની અને ઈટલી વચ્ચે સંધિ માટેના તાગડા રચાઇ રહ્યા હતા; તેને બદલે આજે આપણે બ્રિટન અને સોવિયેત સંઘ વચ્ચેની વીસ વર્ષની મૈત્રીની સંધિ જોઈએ છીએ. બ્રિટનના આખા ઇતિહાસમાં આ સૌથી પહેલી લાંબી શાંતિની સંધિ છે. આનો અર્થ એ થયો કે ભવિષ્યમાં બ્રિટનની આંતરરાષ્ટ્રીય પ્રતિષ્ઠા ને લાગવગ પ્રત્યાઘાતના પક્ષે નહિ પણ શાંતિ અને પ્રગતિના પક્ષે જ રોકાશે. પ્રગતિશીલ પ્રવૃત્તિઓને ગળાટૂંપો આપવામાં જ આ પ્રતિષ્ઠાને લાગવગનો ભૂતકાળમાં ઉપયોગ થતો હતો; હવે એ બની શકશે નહિ. અલબત્ત બ્રિટિશ શરાફી મૂડીદારોના સૌથી વધુ પ્રત્યાઘાતી તત્વો આ સંધિ નાકામયાબ બનાવવા તમામ પ્રયત્નો કરશે; પણ હવે તેમનો સામનો માત્ર મઝદૂર વર્ગ અને પ્રગતિશીલ બળો જ નહિ પણ મૂડીવાદીઓનો એક ઘણો મોટો વર્ગ પણ કરશે; કારણ કે મૂડીવાદીઓનો આ વર્ગ સમજે છે કે સોવિયેત સાથેનો સહકાર છોડતાં માત્ર એક જ રસ્તો ખુલ્લો રહે છે અને તે અમેરિકામાંના પોતાના અધિક શક્તિશાળી હરીફોને આધીન થવાનો.

આમ એ સ્પષ્ટ છે કે આ ત્રણ હકીકતો—પ્રત્યાઘાતના મધ્યવર્તી દુર્ગસમા ફાસિસ્ટ શાહીવાદનો નાશ, દુનિયાની એક આગેવાન સત્તા તરીકે સોવિયેતનો સ્વીકાર અને યુદ્ધને લીધે કામદાર વર્ગની છુપાયેલી શક્તિઓને મળેલો આવિષ્કાર—(જેમ કે બ્રિટન અને અમેરિકાની સંયુક્ત ઉત્પાદન સમિતિઓ અને યુરોપના પરાજિત થયેલા દેશોની પ્રતિકાર પ્રવૃતિઓ) વિશ્વ પહેલાં અસ્તિત્વ ધરાવતી હતી તેના કરતાં વધારે ઉપકારક થાય એવી

પરિસ્થિતિ પ્રગતિશીલ બળો માટે પેદા કરશે. આજ સુધી પ્રત્યાઘાતીઓ જ સદાયે વિજયવંત નીવડયા છે અને મુડીવાદના વિરોધો નીવારવામાં હંમેશાં લોકોના જ ભોગ અપાયા છે, એ આપણે જોતા આવ્યા છીએ; અને એવી દુનિયાથી આપણે એટલા બધા ટેવાઈ ગયા છીએ કે આ નવી પરિસ્થિતિ સમજવી ઘણા લોકોને કદાચ મુશ્કેલ પડે. મૂડીવાદના વિરોધો મૂડીવાદને ખતમ કર્યા વિના સંપૂર્ણપણે દૂર થવાના નથી. પરંતુ એ છતાં, આજ એક એવી પરિસ્થિતિ ઉપસ્થિત થઈ છે કે જેમાં પરિસ્થિતિનો દોર પ્રગતિશીલ બળોના હાથમાં છે; એટલે જ તો લોકોના ભોગે નહિ પણ મુડીવાદી ઈજારદારોના ભોગે આ મૂડીવાદી વિરોધો ઉકેલવા શકય બન્યા છે. આપણે આ નવી પરિસ્થિતિને જોઇ શકીએ યા નહિ પણ આવી તક આજે જરૂર ઉભી થઇ છે. જરૂરિયાત માત્ર એટલી જ છે કે પ્રગતિશીલ બળો પૂરતા પ્રમાણમાં ઐકય સાધી આ તક ઝડપી લે. આ માટે પહેલી શરત એ છે કે કામદાર હિલચાલે પોતે જ પહેલાં એકતા સાધવી જરૂરી છે. ગયા યુદ્ધ પછી મોટા ભાગના દેશોની કામદાર હિલચાલ છિન્નભિન્ન બની ગઈ હતી; તેનામાં વિચારોની સ્પષ્ટતા નહોતી. એટલે જ તો, એ વખતે પ્રત્યાઘાતીઓ ફાવ્યા. આપણે હવે એ જોવાનું છે કે ઇતિહાસનું પુનરાવર્તન ન થાય.

બ્રિટનમાં સામાજિક પ્રગતિ સાધવામાં આપણે (બ્રિટન નિવાસીઓ) એટલા બધા તન્મય બન્યા છીએ કે, બ્રિટન પોતે એક શાહીવાદી દેશ છે એ આપણે ભૂલી જઇએ છીએ હિંદ અને બીજાં સંસ્થાનોના લોકોને ફાસિવાદ સામેના યુદ્ધમાં પ્રોત્સાહિત કરવાની આપણી અશકિત એ આપણા યુદ્ધ પ્રયત્નોની મોટામાં મોટી દુર્બળતા છે. જપાને મલાયા અને બ્રહ્મદેશ પર હુમલો કર્યો ત્યારે ત્યાંના લોકો ઉદાસીન રહ્યા: કારણ કે એમના પોતાના દેશમાં એમને કશું જ ખોવા જેવું લાગતું નહોતું. અનંત મુશ્કેલીઓનો સામનો કરીને પણ પોતાનો વીરત્વભર્યો સંગ્રામ ચાલુ રાખવાનો ચીની લોકોનો આક્રમણકારનો સામનો કરવાનો મક્કમ નિર્ધાર આ લોકમાં ન જાગ્યો. આનું પરિણામ ભયંકર આવ્યું. હિંદની એ હાલત ન થઇ એનું કારણ હિંદની શક્તિ નહિ પણ જપાનની નબળાઈ જ છે. હિંદના કરોડો મજુરો અને ખેડૂતોને પ્રોત્સાહિત કરી, આ યુદ્ધને પોતાનું–લોકોનું યુદ્ધ માનવા પ્રેરી શકે તેવી હિંદીઓની પોતાની સરકાર નથી ત્યાં સુધી જપાનને જલ્દીથી હરાવવા માટે હિંદના વિપુલ સાધન સામગ્રીને સંપૂર્ણપણે ઉપયોગમાં લઈ શકવી અશકય છે. એ નિર્વિવાદ છે કે હિંદ અને સંસ્થાનો પ્રત્યેની બ્રિટિશ સરકારની નીતિ ભયંકર પ્રત્યાઘાતી છે અને જે ધ્યેયને માટે આપણે આ યુદ્ધ લડી રહ્યા છીએ તેની સાથે જરાયે સુસંગત નથી. મોટે ભાગે આની જવાબદારી, બ્રિટનની કામદાર હિલચાલની છે. કારણ કે એ હિંદની જનતાના મુકિત સંગ્રામમાં પૂરતી મદદ આપી શકી નથી. બીવરીજ અહેવાલ પ્રત્યે જેટલો રસ દર્શાવવામ આવ્યો તેટલો જ રસ જો હિંદ વિષે દર્શાવવામાં આવ્યો હોત તો એમરીને કયારનોયે વંજો માપવો પડયો હોત અને મડાગાંઠનો અંત આવી ગયો હોત. છતાં જયાં ઓછામાં ઓછી પ્રગતિ સાધવામાં આવી છે -એવા આ પ્રશ્ન પર યુદ્ધ પહેલાં હતું તે કરતાં આજે ભવિષ્ય ઘણું વધારે આશાદાયી છે. ચીન તરફ દ્રષ્ટિપાત કરતાં જ આ સ્પષ્ટ થઇ જાય છે. પ્રતિસ્પર્ધી શાહીવાદી રાજ્યો જયાં 'લાગવગનાં ક્ષેત્રો' માટે એક બીજા સાથે હરીફાઈ કરતાં હત એવા એક અર્ધગુલામ દેશમાંથી ચીન આજે સંયુકત રાષ્ટ્રોનું એક આગેવાન સભ્ય બની

ચૂકયું છે. આજે ધરીરાજ્યો સામેની સંયુકત લડાઇની જરૂરિયાતોના હથોડા હેઠળ બ્રિટન અને અમેરિકાને ચીનની અંદરના પોતાના પ્રાદેશિક હકકો જતા કરવા પડયા છે; અને ચીન સંપૂર્ણ રીતે સ્વતંત્ર અને સર્વોપરી રાજ્ય બની ચૂકયું છે. એટલું જ નહિ પણ યુદ્ધ પછીની દુનિયાના ઘડતરમાં યે ચીન આગળ પડતો ભાગ ભજવશે એ પણ બ્રિટન અને અમેરિકાને કબુલવું પડયું છે.

યુધ્ધ પછીના ચાર અગ્રગણ્ય દેશોમાં બે દેશ ચીન અને સોવિયેત હશે એ હકીકત જ હિંદ અને બીજા ગુલામ દેશોના લોકો પર ઉંડી અસર નીપજાવશે. આત્મનિર્ણયના હક્ક માટેના સંગ્રામને આ હકીકત તમામ જગ્યાએ વેગ આપશે; અને એટલા પ્રમાણમાં મૂડીવાદી રાજયોના શાહીવાદી શોષણને કમજોર બનાવશે. છતાં પણ આ શોષણનો હમેશને માટે અંત લાવવાની વિશેષ જવાબદારી તો શાહીવાદી દેશોના મજૂર વર્ગ અને પ્રગતિશીલ બળોની જ છે. વળી આપણે જોયું છે તેમ મૂડીવાદી ઈજારદારોની સત્તા સંસ્થાનોના લોકોના શોષણ સાથે સંકળાયેલી છે; એટલે શાહીવાદી યુદ્ધને નબળી પાડવી એનો અર્થ જ એ કે શરાફી–મૂડીવાદ પર ફટકો મારવો અને સમાજવાદ નજીક લાવવો. માર્કસે વર્ષો પહેલાં જણાવ્યું હતું કે, "બીજાનું શોષણ કરતો કોઈ દેશ, ખુદ પોતે પણ ખરેખર મુક્ત બની શકે નહિ."







**શરફ અથર અલીએ, ધી "ન્યુ એજ" પ્રિન્ટીંગ પ્રેસ, ૧૯૦ બી, ખેતવાડી, મેઈનરોડ, મુંબઈ ૪. થી છાપી, લોક પ્રકાશન ગૃહ, રાજભુવન, સેન્ડહર્સ્ટ રોડથી પ્રસિધ્ધ કર્યું.**

● ૧૯૩૦ એપ્રિલની ૧૮ મી તારીખે ચિતાગોંગના અઠ્ઠાવન જુવાનોએ સરકારી શસ્ત્રાગાર પર ધાડ પાડી. એની પાછળનો હેતુ સાત દિવસ માટે ચિતાગોંગને આઝાદ કરવાનો હતો. સાતમે દિવસે એ આઝાદી રક્ષતા ક્રાન્તિકારીઓ ખપી જવાના હતા.

● ધાડ સફળ થઇ; પણ કેસરિયાં તો બીજે દિવસે જ કરવાં પડયાં. કેટલાય કપાઈ મૂઆ. બાકીના લાંમી સજા ભોગવવા જેલમાં પૂરાયા. તેમાંના મોટા ભાગના કુમાર અવસ્થામાં હતા. આજે તેઓ પીઢ બન્યા છે-પણ હજુ જેલમાં છે.

**એ બહાદૂર ક્રાન્તિકારીઓની જીવન ઝરમર**
**એમનાં જ એક સાથી રજુ કરે છે:**

# કલ્પના દત્તનાં સંભારણાં

**આશરે પાનાં ૧૨૫ : કિં. ૧ા રૂ.**

[ છપાય છે ] **લોક પ્રકાશન ગૃહ :** ખેતવાડી, મુંબઈ

●

## ગુજરાતની જનતાનું અઠવાડિક

# જનયુગ

[ અંગ્રેજી, હિંદી, ઉર્દુ, મરાઠી આવૃત્તિઓ ]

સલાહકારક - પા-ક
**ગંગાધર અધિકારી**

**આંતરવિગ્રહને માર્ગે ઘસડાતા દેશમાં આઝાદીનો**
**અવાજ ઉઠાવતું કમ્યુનિસ્ટ પાર્ટીનું મુખપત્ર**

દર અઠવાડિયે

કોંગ્રેસ-લીગ અને કમ્યુનિસ્ટ ચૂંટણીજંગના અંતરંગ હેવાલો; ગુજરાતમાં લાલ ઝંડાની ગતિ પ્રગતિનાં ચિત્રો; રોઈટર તથા શાહીવાદી સરકાર દબાવી રાખે છે તે આંતરરાષ્ટ્રીય ખબરો; પ્રેરક ક્રાન્તિકારીઓની જીવન કથાઓ તથા તસ્વીરો; અને દેશભરનાં આંદોલનોનો દિનબદિન ઈતિહાસ

**વાર્ષિક રૂ. ૬ : છ માસિક રૂ. ૩**
**ત્રિમાસિક રૂ. ૧ાા : છૂટક નકલ બે આના**

**જનયુગ કાર્યાલય : ખેતવાડી, મુંબઇ ૪**